આગમોદ્ધારક દેશના સંગ્રહ ભાગ ૨ જો.

# 卐 શ્રી પર્વ વ્યાખ્યાન સંગ્રહ 卐



પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબે
પર્યુષણ મહાપર્વમાં આપેલા વ્યાખ્યાનો.

* સંપાદક *

પરમ પૂજ્ય પંન્યાસજી શ્રીમદ્ વિમલસાગરજી ગણિવર.

મૂલ્ય :- "સ્વાધ્યાય-મનન-ચિંતન"

આગમોદ્ધારક દેશના સંગ્રહ ભાગ ૨ જો

# પર્વ વ્યાખ્યાન સંગ્રહ



પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબે
પર્વ દિવસોમાં આપેલા વ્યાખ્યાનો.

* સંપાદક *
પ. પૂ. પંન્યાસજી શ્રી વિમલસાગરજી ગણિવર.

પ્રકાશક તથા પ્રાપ્તિસ્થાન

**છબીલદાસ કેસરીચંદ સંઘવી.**

શેઠ શ્રી કેશવલાલ ગુલાબચંદ સંચાલીત

**શ્રી ભટીબાઈ સ્થા. સં. પ્રા. પાઠશાળા**

અને

**શ્રી લલિતાબેન કેશવલાલ સ્વાધ્યાય મંદિર**

દાદા સાહેબ પોળ, ખંભાત.

વિ. સં. ૨૦૩૫

ઈ. સન ૧૯૭૮

આવૃત્તિ દ્વિતીય

વીર સં. ૨૫૦૫

-: પ્રાપ્તિસ્થાન :-

**શ્રી સૂર્યશિશુ સાધના સદન**

બ્લોક નં. ૧૯

બાલમંદિરની પાછળ

પાલીતાણા—૩૬૪ ૨૭૦.

મૂલ્ય : 'સ્વાધ્યાય'

નકલ ૧૦૦૦

-: મુદ્રક :-

**કાંતિલાલ ડી. શાહ.**

ભારત પ્રિન્ટરી

દાણાપીઠ પાછળ પાલીતાણા.

# પ્રકાશકીય

પરમપૂજ્ય આગમોદ્ધારક આચાર્ય ભગવંતની વાણી એટલે ટંકોત્કીર્ણ–ટંકશાળી વચનોની છાપ.

તેઓશ્રીનાં વ્યાખ્યાનોનો સંગ્રહ પ. પૂ. વર્તમાન ગચ્છાધિપતિ આચાર્ય ભગવંત શ્રી **હેમસાગરસૂરીશ્વરજી** મ. સાહેબે કરેલો અને પહેલી આવૃત્તિ તરીકે પરમપૂજ્ય **અમરેન્દ્રસાગરજી** મ. સાહેબે તેમાંનાં કેટલાંક વ્યાખ્યાનોને "પર્વ વ્યાખ્યાન સંગ્રહ" નામના પુસ્તક તરીકે સં ૨૦૧૩માં પ્રકાશિત કરેલ એ પ્રથમાવૃત્તિને આધારે જ અમો આ અપૂર્વ દેશના **પર્વ વ્યાખ્યાન સંગ્રહ**ની બીજી આવૃત્તિને વાંચકવર્ગના કરકમલમાં મૂકી શક્યા છીએ.

આ પર્વ વ્યાખ્યાન સંગ્રહનો મનનીય ઉપક્રમ (પ્રથમાવૃત્તિ–પ્રસ્તાવના) પ. પૂ. શાસન શણગાર કાર્યદક્ષ આચાર્ય **વિજયધર્મ-સૂરીશ્વરજી** મહારાજ સાહેબે અનેકવિધ કાર્યરત હોવા છતાં અમૂલ્ય સમય મેળવી લખી આપેલ છે તે પણ અહીં આપવામાં આવેલ છે.

બીજી આવૃત્તિની પ્રસ્તાવના પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય**રામસૂરીશ્વરજી** મહારાજ સાહેબ (ડહેલાવાળા)એ નાદુરસ્ત તબીયત હોવા છતાં આગમોદ્ધારક આચાર્યશ્રી પ્રત્યેની અનહદ ભક્તિના કારણે ટુંકી પણ હૃદયંગમ લખી આપી અમોને ઉપકૃત કર્યા છે.

પરમપૂજ્ય આચાર્ય ભગવંત આગમોદ્ધારક ગુરુદેવશ્રીના સમુદાયના સાધ્વીશ્રી પુષ્પાશ્રીજી મ. ના શિષ્યા પૂ. સા. સુગણાશ્રીજી મ. ના સુશિષ્યા પૂ. સા. સૂર્યકાન્તાશ્રીજી મ. ના સુશિષ્યા સાહિત્યરત્ના, કલકલયિની, સાહિત્યકલાભારતી, નિશદ્વ્યાખ્યાત્રી સાધ્વી શ્રી **મયણાશ્રીજી** (સૂર્યશિશુજી) મ. તથા સા. શ્રી શતાવધાનકાર શુભોદયાશ્રીજી (શ્રી દર્શક) મ. તથા સા. શ્રી શતાવધાનકાર અમીત-ગુણાશ્રીજી (અમીરસ) મ. સા. વગેરેએ પ્રુફ રીડીંગ કરવા સાથે અવનવી રીતે પ્રકાશનમાં સહાયરૂપ બન્યાં છે, તેમજ અન્ય સંભાળ લેવા બદલ તેઓશ્રીના પણ અમો ખૂબ–ખૂબ આભારી થયા છીએ.

આ ગ્રંથને પ્રકાશિત કરવામાં આર્થિક સહકાર આપનાર અનેક ભાગ્યશાળીઓને તેમજ પાલીતાણા ભરત પ્રિન્ટરીના માલિક શ્રી કાંતિલાલ ડી. શાહ કે જેમણે બનતી ત્વરાએ સુંદર અને સ્વચ્છ મુદ્રણ કાર્ય કરી આપ્યુ છે તે બદલ તેમને પણ કેમ ભુલાય.

વાંચક વર્ગને શાસ્ત્રીય કોઈ સ્ખલના--અશુદ્ધિ જણાય તો જરૂર અમારૂં ધ્યાન ખેંચવા વિનંતિ છે અને વાકય રચના કે પ્રેસની છપાઇમાં કયાય ખામી હોય કે કાનો માત્રા ઉડી ગયા હોય, કોઇ અક્ષર ઉપડ્યા ન હોય તેને હંસવૃત્તિ રાખી સુવારી વાચવા નમ્ર વિનંતિ છે. આમ મતિમાંદ્ય કે પ્રમત્તભાવથી કે અનુપયોગ કારણે ક્ષતિ થવા પામી હોય તે બદલ ત્રિવિધ-ત્રિવિધે ક્ષમા યાચીએ છીએ.

અહી જે જે પૂજ્યવર્યોએ શુભ પ્રેરણા આપી છે તેમજ સહકાર આપવા સહભાગી બન્યા છે તેની કેટલીક વિગત પ. પૂ. સુધર્મ-સાગરજી મ. સાહેબે જણાવેલ છે છતાં આભારદર્શિતામાં કોઈ વ્યક્તિ રહી જતી હોય તેમના પણ અમો આભારી અને ઋણી છીએ.

અંતમાં શ્રી જિનેશ્વર ભગવાન કથિત પર્વો અને તેનું મહાત્મ્ય પ પૂ આગમોદ્ધારકશ્રીએ પોતાની ટંકશાળી વાણી દ્વારા સમજાવ્યુ છે તેને સહુ કોઈ ભવ્યાત્માઓ સમજી આરાધી આત્મસન્મુખ બની પરમપદને પામો એ જ શુભાભિલાષા.

કારતક સુદ ૧
સ. ૨૦૩૬

લિ૦
પ્રકાશક



सकललब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः

## સં. ૨૦૧૩ માં બુકાકારે છપાયેલ આ ગ્રંથની પ્રથમાવૃત્તિ વખતે આલેખાયેલ—

# ઉપક્રમ

અનંતકાળથી સંસારમાં પરિભ્રમણ કરનાર તેમજ જન્મ, જરા, મરણ સાથે આધિ-વ્યાધિ-ઉપાધિઓની વિવિધ યાતનાઓ ભોગવનાર આ જીવાત્મા માટે અનંત શાંતિ અને અક્ષયસુખનુ સ્થાન મોક્ષ સિવાઈ કોઇ નથી. મોક્ષનું સ્થાન આપણા આત્મામાં જ છે. વર્તમાન અશુદ્ધ પર્યાયમાંથી આત્માનો સંપૂર્ણ શુદ્ધ પર્યાય પ્રગટ થવો, આત્માને યથાર્થ સ્વસ્વરૂપની પ્રાપ્તિ થવી તે જ સાચો મોક્ષ છે. સંસારમા પરિભ્રમણ કરનાર આ જીવાત્માને આજ સુધી બીજા અનેક વિષયોનું જાણપણુ થયું છે, પણ સ્વસ્વરૂપનુ ભાન આજ સુધીમાં એને નથી થયું. એ જ અનન્ત સંસારનું પ્રધાન કારણ છે. '**नाणकिरियाहिं मोक्खो**' તેમજ '**ज्ञानक्रियाभ्यां मोक्षः**' વગેરે શાસ્ત્રોના વચન મુજબ મોક્ષપ્રાપ્તિ માટે જીવનમાં સમ્યગ્જ્ઞાનની પ્રથમ જરૂર છે. તપ-જપ-વ્રત-પચ્ચક્ખાણાદિ સર્વ પ્રવૃત્તિ સમ્યગ્જ્ઞાનપૂર્વક થાય તો જ મોક્ષ સાધક બની શકે છે. અંધારામાં આથડતા આત્મા માટે સમ્યગ્જ્ઞાન એ અનુપમ દીવડો છે એ દીવડો જીવનમાં જ્યા સુધી ન પ્રગટે ત્યાં સુધી કોઇ પણ આત્માને અનંત શાંતિનો માર્ગ મળવાનો નથી એ નક્કી વાત છે.

હે આત્મન્! એ દીવડો તારા આત્મામાં જ અનાદિથી હોવા છતાં મોહમાયાની વધુ પડતી કાલિમાના કારણે પ્રકાશ આપતો નથી. મશી જામી ગયેલા કાચવાળા ફાનસમાં ઝગઝગતી વાટ હોવા છતાં જેમ તેનો પ્રકાશ બહાર આવી શકતો નથી અથવા કાળા રંગના કાચવાળા ફાનસમાં વર્તતી જ્યોતનો પ્રકાશ ફાનસ હાથમાં રાખી અંધારામાં ચાલનારને ઉપયોગમાં આવતો નથી. તે જ પ્રમાણે આપણી જ્ઞાનજ્યોતિનો ઓછો વધુ પ્રકાશ મોહ-માયાની કાલિમાના કારણે આપણા કલ્યાણમાર્ગમાં ઉપયોગી બનતો નથી. આત્મામાં અનાદિથી ઓછું વધું વિદ્યમાન એવું જ્ઞાન આ મોહ માયાના પ્રબલ આવરણ અંગે અજ્ઞાન બની ગયું છે. એ અજ્ઞાન

સન્માર્ગદર્શક તો નથી બનતું, પરંતુ અનન્તકાળથી આત્માને અવળા માર્ગે ચલાવે છે અને દુર્ગતિમાં ધકેલે છે, એ અજ્ઞાનના નિવારણ માટે મહાપુરુષોએ યદ્યપિ અનેક ઉપાયો બતાવ્યા છે. એમ છતાં સતશાસ્ત્રોનું શ્રવણ, વાંચન, ચિંતન, મનન નિદિધ્યાસન એ અન્ય ઉપાયોની અપેક્ષાએ પ્રધાન ઉપાય છે. કટાઈ ગયેલા ઠામ વાસણને પુનઃ ચકચકાટવાળું બનાવવા માટે આંબલી લીંબુ અથવા તેવા વિશિષ્ટ દ્રવ્યોની જેમ જરૂર છે, તે જ પ્રમાણે મોહમાયાજન્ય અજ્ઞાનના આવરણને દૂર કરવા માટે સતશાસ્ત્રનું શ્રવણ વગેરે યોગ્ય આત્મા માટે ખૂબ જ હિતકારક છે, જ્ઞાનનો અનંતપ્રકાશ આત્માના અસંખ્ય પ્રદેશો પૈકી પ્રત્યેક પ્રદેશમા ભરેલો છે. બહારથી લાવવાનો નથી. ફક્ત તેના ઉપર જામી ગયેલા મોહમાયાના પ્રબલ આવરણોને દૂર કરવાની જરૂર છે. સામાન્ય પુરૂષાર્થથી તે આવરણો ખસે તેમ નથી એ આવરણો ખસેડવા માટે પ્રબલ પુરૂષાર્થ આવશ્યક છે. એ પ્રબલ પુરૂષાર્થ પ્રાપ્ત કરવાનું પ્રકૃષ્ટ સાધન સતશાસ્ત્રનું શ્રવણ, વાંચન, ચિંતન, મનન વગેરે છે

વર્તમાનમાં સતશાસ્ત્રનું શ્રવણ કરવુ, ઉત્તમ ગ્રન્થોનો અભ્યાસ કરવો અને તે તે વિષયોનું ચિન્તન મનનરૂપે આલોચન કરવુ વગેરે પ્રવૃત્તિ એકદમ ઘટી ગયેલ છે. સાચા શબ્દોમાં કહીએ તો એ પ્રવૃત્તિનો લગભગ અભાવ થઇ ગયો છે "આજે શિક્ષણ વધ્યું, હાઈસ્કૂલો કોલેજો અને યુનિવર્સિટીઓ વધી અને તે દ્વારા વિજ્ઞાન ખૂબ વિકાસ પામ્યું" એમ કહેવાય છે. અપેક્ષાએ તે વાત ખોટી નથી, પરંતુ એ વિજ્ઞાન વિશિષ્ટ આત્મ હિતકર જ્ઞાન નથી. સ્પષ્ટ કહેવામાં આવે તો સ્વ-પર (વિ એટલે) વિનાશ કરનારૂં જ્ઞાન છે જે જ્ઞાનથી જીવનમાં અહિંસા, સત્ય અને સંયમની પ્રતિષ્ઠા જામે, કામ ક્રોધાદિ અંતરંગ વિકારોનું જોર ઓછું થાય તે જ સાચું જ્ઞાન કહેવાય, પરંતુ હિંસા, અસત્ય, અનીતિ અને દુરાચાર જેનાથી વૃદ્ધિ પામે તેનું નામ વિજ્ઞાન ન કહેવાય.

જીવનમાં ધર્મપ્રેમી આત્મા માટે જેમ દેવદર્શન-પૂજન વગેરે પ્રવૃત્તિની જરૂર છે, તેમ ઓછામાં ઓછી દસ મિનિટ કે પંદર મિનિટ પણ સતશાસ્ત્રના શ્રવણ, વાંચનની ખાસ જરૂર છે. સંસ્કૃત પ્રાકૃત ભાષામાં રચાયેલા ગ્રન્થો તે તે ભાષાના અભ્યાસ વિના કેમ વાંચી શકાય ? એ પ્રશ્નના ઉત્તરમાં સૌથી પહેલાં તો એ ભાષાના અભ્યાસ સાથે પોતાના અધિકારને ધ્યાનમાં રાખી શાસ્ત્રજ્ઞ ગીતાર્થ

મહાત્માઓ પાસે શાસ્ત્રાભ્યાસ કરવો એ મહાપુરુષોના તત્ત્વ ભરપુર પ્રવચનો સાંભળવા અને તેનું ખૂબ ચિંતન મનન કરવું એ સર્વ શિરોમણિ માર્ગ છે પરંતુ આજના ઉપાધિ ભર્યા જીવનમાં એ માર્ગ અપનાવવો એ ખૂબ મુશ્કેલી ભર્યું છે. અને તેથી વધુ મુશ્કેલી તો એ છે કે એ વિષયની રુચીનો લગભગ અભાવ થઈ ગયો છે.

આવા વિષમ સંયોગોમાં પ્રાવચનિક મહાપુરુષોના ધાર્મિક પ્રવચનોનો સંગ્રહ પુસ્તકરૂપે પ્રગટ થાય, ને લોકભોગ્ય બને તે ઘણું ઇચ્છવા યોગ્ય છે. પ્રસ્તુત ગ્રંથ પણ તે આશયથી જ પ્રગટ કરવામાં આવેલ છે. આ ગ્રન્થમાં અપાયેલા પ્રવચનોના પ્રવચનકાર યદ્યપિ સ્થૂલ દેહ રૂપે આજે આપણી પાસે હાજર નથી. એમ છતા આજ સુધીમાં પ્રગટ થયેલ તેઓશ્રીના પ્રવચનોના સંગ્રહ ગ્રન્થો જો બરાબર ધ્યાનપૂર્વક વાંચવા વિચારવામાં આવે તો એ પ્રવચનકાર મહાપુરુષ તત્ત્વજ્ઞાનના વિષયમાં કેવા નિષ્ણાત હતા? અને સમ્યગ્જ્ઞાન રુપ અંતરંગ આનંદના કેવા અનુપમ દાતા હતા, તેનો વાચકોને જરૂર સુંદર ખ્યાલ આવશે.

ઉપદેશ આપનાર કિંવા વ્યાખ્યાન પીઠ ઉપર બેસીને લોક રંજન કરનારાઓની સંખ્યા કદાચ આજે ઘણી મળી આવશે. તેમજ તે તે વ્યાખ્યાનકારોના વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રગટ થયેલાં પણ અનેક સંખ્યામાં મળી આવશે. પરંતુ આ મહાપુરુષના પ્રવચન ગ્રંથમાં સૂક્ષ્મ સૂક્ષ્મ વિષયોની જે છણાવટ જોવામાં આવશે તે બીજાઓના વ્યાખ્યાન ગ્રંથમાં પ્રાયઃ નહિ પ્રાપ્ત થાય.

વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા, સ્વાધ્યાયના આ પાંચેય અંગો જેના જીવનમાં અવિચ્છિન્નપણે ચાલુ હોય, સમગ્ર જીવન સ્વાધ્યાયરુપ અભ્યંતર તપમાં સમર્પણ કર્યું હોય. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ ચરણકરણાનુયોગ તથા ધર્મકથાનુયોગ ચારેય અનુયોગ ગર્ભિત સૂત્ર ભાષ્ય ચૂર્ણિ નિર્યુક્તિ અને ટીકાસ્વરુપ પંચાંગીરુપ પવિત્ર ગંગામાં સદાય જેઓનું સ્નાન ચાલતુ હોય અને એ પવિત્ર સ્નાન દ્વારા જેઓના આત્મપ્રદેશો ચિરકાલના કામ–ક્રોધ–મોહ માયાના મળથી સાફ થઇ ગયા હોય એ મહર્ષિઓના પ્રવચનો ગણુનાતીત આત્માઓને કલ્યાણપથમાં પ્રેરક બને એમાં શુ આશ્ચર્ય હોઇ શકે? આગમાદિ શાસ્ત્રગ્રન્થો કરતાં પણ કોઈ કોઇ વાર આવા મહાપુરૂષના પ્રવચનો આત્મકલ્યાણના પવિત્ર પંથમાં વધુ પ્રકાશ આપનાર બને છે. સુવિહિત, શાસ્ત્રાનુસારી, શુદ્ધ-

પ્રરૂપક સર્વજ્ઞપ્રધાન મહર્ષિની વાણી એ તો યુગ યુગના અંધકારના પડલ ભેદનાર દિવ્ય પ્રકાશની અનુપમ જ્યોતિ છે. જન્મ જન્મના
પાપ પંકના પ્રક્ષાલન માટે એ મહર્ષિઓના મુખની વાણી પવિત્રમાં પવિત્ર પાણી છે.

પ્રસ્તુત ગ્રંથગત પ્રવચનોના પ્રવચનકાર સુગૃહીત નામધેય શાસનસંરક્ષક આગમોદ્ધારક સ્વપરશાસ્ત્રપારંગત પૂજ્યપ્રવર આચાર્ય ભગ-
વંત ૧૦૦૮ શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજ છે. આ મહાત્માના મંગલ નામાભિધાનથી જૈન સમાજમાં ભાગ્યેજ કોઈ અજાણ
હશે. સમ્યગ્દર્શન–સમ્યગ્જ્ઞાન સમ્યક્ચારિત્ર એ રત્નત્રયીના તેઓશ્રી પરમ ઉપાસક હતા. એમ છતાં સમ્યગ્દર્શનને પુષ્ટ કરનાર અને
સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ સાથે તેમાં સ્થિરતા કરાવનાર સમ્યગ્જ્ઞાનની ઉપાસનાનું સ્થાન તેઓશ્રીના જીવનમાં ઉચ્ચ કક્ષાનું હતું. જ્યારે
જ્યારે તેઓશ્રીની પાસે જવાનું થાય ત્યારે ત્યારે પ્રાયઃ તેઓશ્રી સ્વયં શાસ્ત્ર વાંચન કરતા હોય અથવા શિષ્યાદિ સમુદાયને વાચના આપતા
હોય, અથવા પાસે બેઠેલા પ્રશ્નકારોને યુક્તિ યુક્ત શાસ્ત્રસંગત ઉત્તરો આપતા હોય કિંવા આગમાદિ ગ્રંથોના સંશોધનની પ્રવૃત્તિ ચાલતી
હોય. તેઓશ્રી શ્રુતજ્ઞાનની ઉપાસનામાં ઘણા
હોય. ચાલુ વિહારમાં પણ સફર વૃક્ષની શીતળ છાયામાં બેસીને શ્રુતજ્ઞાનની ઉપાસના થતી હોય. તેઓશ્રીની બેઠક પણ અપ્રમત્તભાવને પોષક સિંહનિષદ્યાના આકાર સરખી બહુલતાએ રહેતી હતી. વર્તમાન કાળમાં
અપ્રમત્ત હતા, તેઓશ્રી શ્રુતજ્ઞાનની પાવનકારી પરબ સમા ગણાયા હતા. શ્રુતજ્ઞાનની
તો શ્રુતજ્ઞાનની સાક્ષાત્ મૂર્તિસમા હતા. અને ચતુર્વિધ સંઘ માટે તેઓશ્રી
અજોડ ઉપાસનાના ફલ સ્વરૂપે તેઓશ્રીના જીવનમાં સંયમનું સ્થાન અનુપમ હતું, અને શાસન તેમજ સિદ્ધાંતના સંરક્ષણ માટે ભગવાન
મહાવીરના શાસનમાં એક મહાન વફાદાર સેનાપતિ હતા. આવા સમર્થ વ્યાખ્યાનકારના વ્યાખ્યાનો એટલે અનેક ગ્રંથોનું તારણ
હોવા ઉપરાંત વર્ષો સુધી સૂક્ષ્માતિસૂક્ષ્મ ઉપયોગના દ્વારા નિશ્ચિત થયેલા શાસ્ત્રીય વિષયો સંબંધી દિવ્યપ્રકાશ ગણી શકાય. આજ સુધી
આ મહાપુરુષના પ્રવચનવિષયક ગ્રંથો ઘણા છપાયા છે. સિદ્ધચક્ર માસિકમાં પણ લગભગ નિયમિતપણે તેઓશ્રીના પ્રવચનોના વાંચનનો લાભ
માસિકના વાચકોને મળે છે. પર્વવ્યાખ્યાન સંગ્રહ નામનો આ ગ્રંથ પણ પ્રાતઃસ્મરણીય એ આચાર્યશ્રીના પ્રવચનોની પ્રસાદીરૂપે જ છે.

અષાઢચોમાસી, પર્યુષણ સંબંધી અષ્ટાહ્નિકા, દીવાળીપર્વ, જ્ઞાનપંચમી, કાર્તિકચોમાસી, કાર્તિકપૂર્ણિમા, મૌન એકાદશી તેમજ
સિદ્ધચક્રઆરાધન વગેરે પર્વોની મહત્તા સંબંધી વ્યાખ્યાનો આ ગ્રંથમાં અપાયા છે. એક એક પર્વ અંગે એક જ વ્યાખ્યાનથી પ્રવ-

ચનકારે પર્વની મહત્તા સંપૂર્ણ નથી કરી, પરંતુ લગભગ દરેક પર્વ ઉપર બબે યાવત્ ત્રણુ ત્રણુ વ્યાખ્યાનો આ ગ્રંથમાં રજુ થયા છે. પ્રત્યેક પર્વની મહત્તામાં શાસ્ત્રીય પાઠો જેટલા જેટલા મલ્યા તેટલા આપવા ઉપરાંત હૃદયમાં ઉતરી જાય તેવી યુક્તિઓ સાથે તે તે પ્રસંગે પર્વની આરાધના કરનાર મહાનુભાવોના જીવનચરિત્રો તેમ જ પ્રાસંગિક બોધક દૃષ્ટાંતો પણુ આ વ્યાખ્યાન સંગ્રહમાં અપાયા છે. અને વ્યાખ્યાનમા પૂજ્ય વ્યાખ્યાનકાર આચાર્ય ભગવંતોએ જે જે સાક્ષિપાઠો ઉચ્ચારેલા તે તે સાક્ષિપાઠો કયા કયા સૂત્રાદિ ગ્રંથના છે તે બાબત આ ગ્રંથના સંપાદક મહાનુભાવે સુંદર શ્રમ કર્યો છે. પ્રત્યેક વ્યાખ્યાનોનો સાર જો અહિ આપવામાં આવે તો આ ઉપક્રમનું પ્રમાણુ વધી જાય. એ કારણે અહીં વ્યાખ્યાનોનો સારાંશ ન આપતાં સુજ્ઞ બંધુઓને પ્રત્યેક વ્યાખ્યાન ખૂબ શાંતિથી ચિંતન, મનનપૂર્વક વાંચવા માટે આગ્રહ કરું છું. 'પર્વવ્યાખ્યાન સંગ્રહ' નામક આ ગ્રન્થના સંપાદક મુનીશ્રી અમરેન્દ્રસાગરજી છે. શ્રીહેમસાગરસૂરિજી પ પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબના સંખ્યાબંધ શિષ્યોમાં એક વિદ્વાન્ મુનિવર છે. પોતાના ગુરુદેવની હયાતિમા તેઓશ્રીની નિશ્રામાં રહીને સુંદર શાસ્ત્રાભ્યાસ કરવા ઉપરાંત લગભગ દરેક પ્રવચનોનુ તેઓએ શ્રવણુ કર્યું છે. એટલુજ નહિ પણુ વ્યાખ્યાનકાર આચાર્ય ભગવંતની વાણીને લિપિબદ્ધ કરનાર કોઇ હોય તો તે આચાર્ય શ્રી હેમસાગરસૂરીજી પણુ છે. વ્યાખ્યાનકાર આચાર્યશ્રીના લગભગ ઘણા ખરા વ્યાખ્યાનો તેઓ એ વ્યાખ્યાન પ્રસંગે લખી લીધેલા છે. અને એમ બન્યુ છે. તોજ સ્વર્ગસ્થ આચાર્યશ્રીની વાણીરુપ પ્રસાદીનો પવિત્ર લાભ જૈન સમાજ આજે પણુ મેળવી શકે છે આ કારણે આ વ્યાખ્યાનોના સંગ્રાહક પણુ ભૂરિ ભૂરિ પ્રશંસાનું પાત્ર છે.

અન્તે આ પર્વ વ્યાખ્યાન ગ્રન્થના વાચકબંધુઓ આ ગ્રન્થમાં અપાયેલા વ્યાખ્યાનો વાંચે વિચારે પર્વની પાવનકારિ આરાધનામાં ઉદ્યમી થાય અને શિવસુખના ભોક્તા બને એ જ અંતિમ અભિલાષા.

ગોપીપુરા—સુરત
શેઠ નેમુભાઇની વાડી
સંવત. ૨૦૧૩. પોષ વદિ. ૬

લે.
વિજયધર્મસૂરિ

# પ્રસ્તાવના

## દ્વિતીયાવૃત્તિ

જૈન શાસનમાં શ્રી જૈન આગમસૂત્ર અને શ્રી જૈન દર્શન ગ્રંથોનું અજોડ જ્ઞાન ધરાવનાર આગમોદ્ધારક પરમ પૂજ્ય આચાર્ય ભગવતશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના નામથી સૌ કોઇ પરિચિત છે અને હશે તેઓશ્રીએ જગહ જગહ પર આપેલા વિદ્વત્તાપૂર્ણ તાત્વિક વ્યાખ્યાનોનો સંગ્રહ સચવાઈ રહેલ છે તે વ્યાખ્યાનોને પ્રતાકારે મુદ્રિત કરવા માટે પંન્યાસ શ્રી વિમલસાગરજી આદિએ જે પ્રયાસ કરેલ છે તે ખરેખર ખૂબ જ અનુમોદનીય છે, જેથી આજના સમયમા અનેક વ્યાખ્યાતાઓને તે પૂજ્યશ્રીની તાત્વિક વાણીને જાણવાનો અપૂર્વ લાભ મળશે અને શ્રોતાગણની પણ જિજ્ઞાસા ઘણી સુદર રીતે પૂર્ણ થશે. વળી પ્રતાકારે હોવાથી નૂતન વ્યાખ્યાન કરવાવાળાને વધુ ઉપયોગી બનશે.

તેઓશ્રીના આવા પોથી પુસ્તકો અવશ્યમેવ જિજ્ઞાસુ આત્માઓને માટે જ્ઞાનપ્રદ બનશે આવું સાહિત્ય પુનઃ પુનઃ પ્રકાશિત થાવ.

ગોડીજી ઉપાશ્રય
મુંબઈ–૪૦૦ ૦૦૩
સં. ૨૦૩૫, ભા વદ ૧૧
તા. ૧૬–૯–૧૯૭૯



લિ૰
–આ. વિજયરામસૂરિ.

श्री वर्धमानस्वामिने नमः

# પ્રસ્તાવના

વિશ્વોપકારી મહાપુરુષો ફરમાવે છે કે- અનંતોપકારી શ્રી વીતરાગ પરમાત્માના શાસનની પ્રાપ્તિ અનંતાનંત પુણ્યોદયે થાય છે, કેમ કે અનંત જન્મોની પરંપરાથી ધસારાબંધ ચાલ્યા આવતા આશ્રવના પ્રવાહને ખાળવાનું સામર્થ્ય સામાન્ય કક્ષાએ ન મળે. જિનશાસન એટલે આંતરિક શક્તિઓના વિકૃત-વલણને યોગ્ય દિશામાં વાળવું તે ત્યારે બને જ્યારે કે આશ્રવના દ્વારો બંધ થાય અને સંવર-નિર્જરા તરફ આંતરિક-રૂચિનો વધારો થાય. આવા જિનશાસનમાં વર્ણવાએલ વિવિધ ઉપદેશોનો સાર એક જ છે કે અનાદિકાલીન સંસ્કારોને નિષ્ફળ બનાવવા.

આ દૃષ્ટિકોણથી જિનશાસનમાં ધર્મની આરાધના સતતપણે કરવાની શકયતા ન હોય ત્યારે પર્વના દિવસોમાં વ્યવસ્થિત રીતે ધર્મની આરાધના પર ખૂબ ભાર મુકાયો છે, પરંતુ વિવેકી પુણ્યવાનો તે તે પર્વોના દિવસોમાં વિશિષ્ટરીતે યથાશકય ધર્મક્રિયાનું આત્મસાત્ આચરણ કરી શકે તે માટે તેને પર્વદિવસોની ગંભીરતા-આરાધ્યતાનુ અંતરંગ રહસ્ય સમજવાની વિશિષ્ટ જરૂર બુદ્ધિમાન પુણ્યાત્માઓને લાગે છે.

વર્તમાનકાળે પણ સમર્થ આગમધર મહાપુરુષ, પ્રવર-પ્રાવચનિક, જિનશાસનનભો મણિ, આગમિક-તત્ત્વોના પ્રખર વ્યાખ્યાતા, ધ્યાનસ્થ સ્વર્ગત પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજાએ પોતાની આગવી આગમિક-શૈલિથી સૂક્ષ્મ તાત્ત્વિક-પદાર્થોની છણાવટવાળા વ્યાખ્યાનો દ્વારા જિજ્ઞાસુ પુણ્યાત્માઓને જિન-શાસનની અદ્ભુત ગંભીરતા જણાવવાના પ્રસંગે વર્ષ દરમ્યાન આવતા તે પર્વના દિવસોના માર્મિકરહસ્યને સૂચવતા હતા.

તે એકદર ઠીક પણ લાગે છે કે થોડું ભણેલ સભાક્ષોભ પામતા મુનિઓ તેમજ બહેનોની પર્ષદામાં સાધ્વીજી વધારે તે શુભ આશયથી પ્રતાકારે છપાવવાની પ્રેરણા થઇ.

આ વ્યાખ્યાનો પ્રથમ પુસ્તકાકારે છપાઇ ગયેલ છતાં સંપાદક શ્રી પૂ. પં. વિમલસાગરજી મ. ને એમ લાગ્યું કે સામાન્ય જ્ઞાનવાળા પૂ. સાધુ-સાધ્વીજીઓ પણ પોતાના ક્ષયોપશમને આ વ્યાખ્યાનોના આલંબને લાવી શકે છે એ રીતે આ વ્યાખ્યાનો ખૂબ જ મહત્વના છે.

ઓછું ભણેલા પૂ. સાધુ સાધ્વીજી ભગવતો અવસરે આના અધ્યયનથી બાલજીવોને જિન શાસનની મર્યાદામાં

એકદરે આ વ્યાખ્યાનો આગમિક વિચારોની પૂર્વ ભૂમિકા પર ખૂબ સુંદર રીતે છણાવટ સાથે અપાયેલા છે. કેટલી શકય છે? તે દૃષ્ટિકોણથી શાસ્ત્રીય-પાઠો સાથે રાખી ખૂબ સરસ છણાવટ કરી છે.

આવા મહા શ્રુતધર આગમિક-તત્ત્વજ્ઞ શિરોમણિ પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીએ જિનશાસનની મર્યાદા પ્રમાણે ધર્મ આરાધનાના વિશિષ્ટ દિવસો તરીકે મહત્વના જાહેર થયેલ વર્ષભરના દિવસોની આધ્યાત્મિક રીતે શી મહત્તા છે? તેમા આગમિક-પરંપરાનુ બળ કેટલું છે? તથા ભાવશુદ્ધિ અને હૈયાની નિખાલસતાની કેળવણી

પૂ. આગમોદ્ધારકશ્રીની પ્રરુપણા એવી સચોટ તર્કબદ્ધ અને અંતરંગને સ્પર્શનારી શૈલીમાં હોય કે સાંભળ-નારને તાત્કાલિક પૂરી સમજણ ન પડે તો પણ સાંભળવાનું છોડી ઉઠવાનું મન ન થાય.

પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રીની વિશેષતા એ હતી કે જે પદાર્થને વ્યાખ્યાનમાં લે તેની વ્યવસ્થિત છણાવટ શાસ્ત્રીય લૌકિકદલીલો-દૃષ્ટાન્તોથી બરાબર કરતા, છેવટે આગમિક-શાસ્ત્રપાઠોથી મૂળ-વાતનુ સમર્થન પણ કરતા.

મહારાજો તે તે પર્વ-દિવસોના મહત્ત્વને સમજાવવા હાથમાં પાના રાખવાપૂર્વક વ્યાખ્યાનની શૈલીથી ધીમે ધીમે તત્ત્વ પ્રતિબોધની દિશામાં સફળતાપૂર્વક આગળ ધપી શકે, એટલે સંપાદકશ્રીનો આશય શુભ લાગે છે.

પ્રકાશકશ્રી પણ જૈન સંઘના પ્રતિષ્ઠિત વિદ્વાન વ્યક્તિ છે, તેઓના અનુરોધથી આ પ્રસ્તાવના લખવાનો પ્રસંગ મળ્યો છે.

પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રી મારા તાત્ત્વિક જીવનના ઘડવૈયા છે, તે રીતે તેઓશ્રીના સાહિત્યના પ્રકાશનમા પ્રસ્તાવના લખવાનું સૌભાગ્ય મને મળ્યું, તેને હું મારૂ ગૌરવ માનું છું.

વધુમાં વ્યાખ્યાનોમાં રહેલી અંતરંગ વિશિષ્ટ બાબતોની તારવણી સમયાભાવે થઇ શકી નથી, પણ દરેક વ્યાખ્યાનમાં આગવી નિતનવી વિશેષતાઓ ભરેલી છે.

સુજ્ઞ વિવેકી વાચક યોગ્ય પુરુષાર્થ કરી તેની તારવણી કરે તો ઘણા અવનવા પદાર્થોની જાણકારી મળશે છેવટે પૂ. આગમોદ્ધારકશ્રીના ચરણોમાં નત મસ્તકે કૃતજ્ઞતાપૂર્વક વંદના સાથે આ પ્રસ્તાવના દ્વારા **પર્વ વ્યાખ્યાન સંગ્રહ** ના આ પ્રકાશનને હાર્દિક અભિનંદન આપવા સાથે છદ્મસ્થતાદિ કંઈ શાસ્ત્રપરંપરા વિરુદ્ધ લખાયું હોય તો તે બદલ હાર્દિક મિથ્યાદુષ્કૃત માંગવા સાથે ચતુર્વિધ શ્રીસંઘને પ્રસ્તુત વ્યાખ્યાનો તાત્ત્વિક દૃષ્ટિથી વાંચવા વિચારવાની હાર્દિક ભલામણ સાથે વિરમું છું.

વિ. સં. ૨૦૩૫
આસો વદ ૭ શુક્ર
કલ્યાણભુવન **પાલીતાણા.**

નિવેદક
પૂ. ઉપાધ્યાય ધર્મસાગરજી મ. ચરણોપાસક
**અભયસાગર**

શ્રી નેમિનાથાય નમઃ
શ્રી ધ્યાનસ્થ ગુરુદેવેભ્યો નમઃ

# પ્રકાશન કેમ ! કોના વડે ?? શા માટે ???

ભવાટવીમાં ભટકતા બેસહારા ઈન્સાનને શાંતિની પ્રાપ્તિ શ્રી વીતરાગ પ્રણીત ધર્મની પ્રાપ્તિ વગર અશક્ય છે.

જિનાજ્ઞાપૂર્વક ધર્મ કરવાની રૂચિ જન્મે અને તે પ્રમાણે ધર્મારાધન કરવામાં આવે ત્યારે ધર્મની પ્રાપ્તિ થયાની સફળતા કહેવાય.

સર્વજ્ઞભાષિત ધર્મને સાંભળ્યા–વાંચ્યા વગર ચિંતન–મનન વગર ધર્મ આરાધનાની રૂચિ–આરાધના અસંભવિત છે.

વર્તમાનકાલે તે તે ભાષાઓનો અભ્યાસ ઓછો હોઇ સામાન્ય રીતે પ્રાકૃત–સંસ્કૃતમાં થયેલી રચનાઓ દ્વારા સમજવા–સમજાવવાનું કામ કઠિન છે.

જૈનત્વના સંસ્કાર પામેલા આત્માને રોજની આરાધના ન કરે તો પણ પર્વની આરાધના કરવા તરફ રાગ હોય છે.

પર્વના દિવસોમાં કરાતી આરાધના પણ સમજણપૂર્વક જિનાજ્ઞા સામે રાખીને કરવામાં આવે તો જીવ આગળ વધતો પરંપરાએ શાશ્વત સુખનો ભોક્તા થાય છે.

જિનાજ્ઞાપૂર્વક ધર્મ સમજવા તથા પર્વોનું મહત્ત્વ સમજવા–સમજાવવામાં બહુશ્રુત ગીતાર્થ પૂ. આગમોદ્ધારક શ્રીજીનાં વ્યાખ્યાનો દિવાદાંડીની ગરજ સારે તેવાં છે.

પૂજ્યશ્રીના પર્વો ઉપરના વ્યાખ્યાનો અદ્યાપિ પ્રતાકારે પ્રકાશીત થયેલ નથી. પૂજ્યશ્રીના શિષ્યરત્ન પરમ આરાધક પૂ. પંન્યાસજી વિમલસાગરજી ગણિવર્યશ્રીને પ્રગટપ્રભાવી શ્રી સ્થંભન પાર્શ્વનાથપ્રભુજીની શીળીછાયામાં લાડવાડાના ઉપાશ્રયે તે વ્યાખ્યાનો પ્રકાશન કરવાની અંતઃ સ્ફૂરણા થઇ.

બીજી તરફ અતિ પ્રાચીન શ્રી સ્થંભન પાર્શ્વનાથપ્રભુજીની ભવ્ય પ્રતિમા, અને ખંભાત શહેરના શણગાર સમાન શ્રી જિનાલય હોવા છતાં ત્યાં અખંડ દીપ ન હોવાથી તે શરૂ થાય તેવી ભાવના થઈ. શ્રી સંઘમાં વાત મૂકી. શ્રી સંઘે પણ વાત વધાવી લીધી. ફાગણ સુદ ત્રીજના પ્રભુજી ગાદીનશીન થવાના દિવસે ચતુર્વિધ શ્રી સંઘની હાજરીમાં અખંડ દીપક શરૂ થયો. ( આ સિવાય પણ પૂ. પંન્યાસજી મ. સા. ની પ્રેરણાથી ( ૧ ) બાલબ્રહ્મચારી શ્રી નેમિનાથ પરમાત્માનું બાવન જીનાલયવાળું શિખરબંધી શ્રી જિનમંદિર ભૂમિમાંથી પ્રગટ થયેલ છે તેવા શ્રી રાંતેજ તીર્થમાં, ( ૨ ) મોરબી, ( ૩ ) શિનોર, ( ૪ ) સૂરત–હરિપરામાં પણ અખંડ દીપ સ્થાપન કરાવેલ છે. )

પ્રત પ્રકાશનમાં જ્ઞાનભક્તિ કરનારા ભાવુકો તો નીકળે પરંતુ પ્રુફ વિગેરેનું શું ? સમસ્યા ઊભી થઇ પણ તુરત ઉકેલાઇ ગઈ.

વર્તમાનકાલીન શ્વેતામ્બર જૈન જગતના વિદ્વાન શ્રાવક પંડિતોમાં અગ્રીમ હરોળમાં સ્થાન શોભાવનાર વ્રતધારી પંડિતવર્ય છબીલદાસ કેશરીચંદ સંઘવીએ પુસ્તક પ્રકાશનની તમામ જવાબદારી પોતાને શિરે લીધી. અતિ

કપરી કૌટુંબિક મુંઝવણમાં પણ કર્મના વિપાકને જાણનાર, સમજનાર અને જીવનમાં અમલી બનાવનાર પંડિતજીએ છેવટ સુધીનું કામ પાર પાડયું.

પ્રુફ સંશોધનમાં મધુરભાષી વ્યવહાર વિચક્ષણ સાધ્વી શ્રી મયણાશ્રીજી ( સૂર્યશિશુ ) મહારાજશ્રીએ તથા તેઓના વિદ્વાન બીજા સાધ્વીજીઓએ પ્રુફરીડીંગ તેમજ અન્ય અવનવી રીતે સહાય આપી તે નોધનીય અને આદરણીય છે.

પરમપૂજ્ય પંન્યાસજી મ. સાહેબની ભાવના મુજબ આરાધક ભાવ કેળવાય તે લક્ષ મુજબ પ્રકાશન થતા આ પર્વ વ્યાખ્યાન સંગ્રહ દ્વારા પર્વોનું માહાત્મ્ય સમજી પર્વાનુસાર કરાતી આરાધનામાં તન્મય બની, તે પર્વોમાં અજ્ઞાન દશાથી સેવાતી વિરાધના દૂર કરી જિનાજ્ઞાપૂર્વક આરાધનાથી આરાધક ભાવ કેળવી પરંપરાએ વાંચનાર, સાંભળનાર, શ્રુત ભક્તિ કરનાર સહુ શાશ્વત સુખના ભાગીદાર બને એ જ મંગલ કામના.

આત્માનંદ જૈન ભવન
બાલાપુર
સં. ૨૦૩૫, આસો સુદ ૧



લે૦
–મુનિ સુધર્મસાગર.



## પ. પૂ. આગમોધ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ આનંદસાગર સૂરીશ્વરજી મહારાજ સાહેબ

જન્મ :- વિ. સં. ૧૯૩૧ અષાઢ વદ ૦)) કપડવંજ

દીક્ષા - ,, ૧૯૪૭ મહા સુદ ૫ લીંબડી

પન્યાસપદ :- સ. ૧૯૬૦ રાજનગર

આચાર્યપદ :- સ. ૧૯૭૪ વૈશાખ વદ ૫ સૂરત

સ્વર્ગસ્થ .- સ. ૨૦૦૬ વૈશાખ વદ ૫ સૂરત

સુશ્રાવિકા મીનાક્ષીબેનની ૧૦ ઉપવાસની તપશ્ચર્યા નિમિત્તે-ધર્મપ્રેમી સુરેન્દ્રકુમાર નેમચંદ સરકાર સુરતવાળા તરફથી.........

શ્રી લોણાર જૈન સંઘ તરફથી પ્રતિષ્ઠા નિમિત્તે—



મુનિશ્રી કૈવલ્યસાગરજી પં વિમલસાગરજી ગણિવર મુનિશ્રી સુધર્મસાગરજી

# સ....મ....ર્પ....ણ



પંચમકાળના દુષિત વાતાવરણમાંથી
મારી જીવનનાવને સંયમમાર્ગે
સ્થાપન કરનાર પરમોપકારી
પૂ. ગુરુદેવશ્રી આગમોદ્ધારક
આનંદસાગરસૂરિજીનાં
કરકમલમાં
નમ્રભાવે

—ગણિવિમલસાગર

### વ્યાખ્યાનદાતા પરમ પૂજ્ય આગમોદ્ધારક ગુરુદેવશ્રી
### આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબના

# આદર્શ જીવનનો સંક્ષિપ્ત ચિતાર.

સંસ્મરણો, સંબંધો, કલ્પના અને કાવ્યોની દુનિયામા વસતા માનવીની આ વાત નથી ! સામાન્ય માનવ કે સંતની આ કહાની નથી !

કોરા કાગળ પર આરૂઢ થયેલ શબ્દોની અસ્તિ હજારો વર્ષ સુધી મોજુદ રહે છે તેમ મહાન આત્માઓ દુનિયાના ફલક પર જન્મ ધરી સમર્થકાર્ય, વિશિષ્ટ ગુણો, પ્રતિભા સંપન્ન વ્યક્તિત્વ અને તીવ્રપ્રજ્ઞાના સંદર્ભથી અજબ સૌરભ પ્રસારી પ્રેરણાદાયી ચિર-સ્મૃતિનો જ્વલંત વારસો મુકતા જાય છે.

જેઓના જીવનની ચમકતી ઉષાના અને આકર્ષણભરી સંધ્યાના રંગો ચમકીલા હોય છે

એવા આ પ ચમકાલના મહાનસંતની–મહાયોગીની કથા છે. **પૂજ્યશ્રી ઐતિહાસિક જ્ઞાની પુરૂષોની ઝાંખી કરાવનાર હતા**

એઓશ્રી મહાનસંત હતા એટલું જ નહિં ! મહાન આરાધક, આગમોદ્ધારક, શાસન પ્રણાલિકાના સંરક્ષક, સંસ્કૃતિના રક્ષક, તીર્થ-સંરક્ષક, આગમવાચનાદાતા અને અનેક ભવ્યાત્માના તારક હતા.

પૂ. ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજા પછી ૩૦૦ વર્ષ સુધી પૂ. ઉપાધ્યાયજી મહારાજ જેવા કોઇ તાર્કિક વિદ્વદ્દશિરોમણી થયા નહિં. પરંતુ પૂ. આગમોદ્ધારક સાગરાનંદસૂરીશ્વરજી મ સા. ની તાર્કિક વિદ્વત્તા અને પ્રજ્ઞા ઉપાધ્યાયજી મ. ની સ્મૃતિ કરાવે તેવી હતી.

સૂરિજી શાસનપ્રભાવક છતાં પ્રસિદ્ધિનો મોહ નહિં, અઢળક જ્ઞાનસંપત્તિના ધારક–કારક છતા નહિ માન, નહિ ગાન, નીડર, સાહસિક, શૂરવીર, શાસનકાજે સમર્પિત. જેઓશ્રીની એક એક ક્ષણ શાસનકાર્યે ગુંથાયે જતી હતી. જ્ઞાનધ્યાને પુનીત બને જતી હતી. શાસન આપત્તિ આવી પડતા પંડ અને પ્રાણની પરવા કર્યા વિના ધ્યેય પર નિશ્ચલ રહેનારા અપ્રમત્ત અડોલ ગુરુમહારાજા હતા. આ મહાન ગુરુદેવશ્રીના યશોગાન ગુણગાન કરવા હું કયાથી સમર્થ બની શકું !

સરસવ ક્યાં મેરૂભાર ઉપાડી શકે ! પંગુ શું ઉન્નત અંબરને આંબી શકે ! બાળક શુ ગુણગણુ ગંભીરતા દાખવી શકે ?

આ શક્તિ બહારની વાત છતાં અંતર ઉછળતી ભક્તિ કલમને પ્રેરિત કરે છે સીમીત રાહે.

પૂજ્યશ્રીના જન્મજાત સંસ્કારો જ ઉન્નત હતા. જેમા ભુમિ અને પ્રેરણાએ સૌજન્યને સાત્વિકત્તાની રેખ ઉપસાવી અનુપમ રંગ ભરી દીધા. **આર્યાવર્ત એટલે જ સંસ્કારોની ભૂમિ**, ધર્મથી ઝલહલતી પુનિત ભૂમિ. અહિંસા, તપ, ત્યાગ, સંયમ, પરાર્થ અને શાંતિમાટેનું તપોવન. આત્મ નિદર્શન કાજે નિર્મલ આદર્શભુમિ. સ્વગુણ પ્રાપ્તિ અને સિદ્ધિના પુરૂષાર્થ માટે પુણ્યધામ. આ પુણ્યધામે અનેક સંતો–મહંતોના દાન કર્યા છે, સંસ્કારોના વરદાન દેઈ. કપડવંજની પુણ્યવંતી વસુધાનો પણ એમા ફાળો છે.

વિ. સ. ૧૯૩૧ ના અષાડ વદ અમાસના અંધારમા પણ અજવાળા પ્રગટયાં. કપડવંજને પ્રાગણે શ્રેષ્ઠિ **મગનભાઇ** અને **જમનાબેનના** હૈયા ઉર્મિથી ઉછળી રહ્યા. દેવસમા સુન્દરીત જન્મજાત બાળકને જોઈ નયનો યનગની ઉઠ્યા. ધર્મશ્રદ્ધાળુ માતાપિતા બાળકને સ્નેહ સંસ્કાર અને ધર્મના સીચન કરતાં ઉછેર કરે છે. બાળકનું શુભદિને નામાભિધાન કર્યું **"શ્રી હેમચંદ."**

## બાળ તોયે ઉછાછળ નહીં.

હેમચંદભાઇ બાળપણથી જ નીડર હતા....ધર્મથો વાસિતજીવન હતું. સંસ્કારોની મૂર્તિ કહો તો ના નહિ . ભણવામા તીવ્ર બુદ્ધિશાળી... ઉરનિધિના સસ્કારોએ ભરતી કરી.. પિતાજીના પુષ્ટ આલંબનથી એ ફૂવર બની વરસી રહી... શિક્ષણ સમય પૂરો થતા જ બાળક રમતગમતમા ખોવાઇ જાય . પણ હેમચંદભાઈ તો સામાયિક–પઠન–પાઠનમાં રત બનતા. કયારેક ઉપાશ્રયે સદ્ગુરૂના સમાગમ માટે... તો કયારેક વીતરાગ પ્રભુની ભક્તિ માટે . કે ધર્મચર્ચાના શ્રવણમાં બેસી જતા. કયારેક પિતાજી સાથે પ્રતિક્રમણ–પૌષધ પણ કરતાં .. પણ રમત તોફાન પ્રતિ દિલ નહિ. શરદપૂર્ણિમાનો ચાંદ અને ખીલતી રૂપેરી ચાંદની .. પછી ચંદ્રકાંતમણી વરસ્યા વિના રહે ! હેમચંદભાઈનુ મણી જેવું હૈયું સંસ્કાર–સદ્ગુરૂના સમાગમે સંયમભાવનાથી તરબતર બની રહ્યુ . સંસાર ઉદ્વિગ્નતા અ ગે અંગ ઉભરી રહી... પ. પૂ. આગમપ્રજ્ઞ **ઝવેરસાગરજી**. મ ની. પ્રતિમા અને પ્રતિભા તેઓના હૈયામાં અંકિત બની...

## સંસારના અંચલ ત્યજી બન્યા અણુગાર.

સંસાર બંધનની પકડ પુરૂષાર્થ વિના શિથીલ બનતી નથી કે છોડી શકાતી નથી. હેમચંદભાઈએ સંયમયોગને અપનાવવા પુરૂષાર્થ અને સાધનાનો યજ્ઞ જગાવ્યો. પૂર્વસંચિત અંતરાગોની જ્વાલા સિદ્ધિમાં અંતરાય કરે છે, વિના ઈચ્છાએ સાંસારીકયોગમાં જવું પડ્યું. સં. ૧૯૪૭ મહાસુદ. ૫ ના પુનઃ પ્રયાસચક્ર ગતિવંત બનાવી. પૂ. સાગરશાખીય પ્રતિનિધિ વાદીવિજેતા **શ્રી ઝવેરસાગરજી મહારાજ** સાહેબના ચરણે જીવન સમર્પિત કર્યું સાનંદે સંયમ સ્વીકાર્યું—ઈચ્છાયોગની સફળતા સાધી **હેમચંદભાઈ** બની ગયા **શ્રી આનંદ-સાગરજી** મહારાજ સાહેબ. "યથા નામા તથા ગુણા" પ્રમાણે પૂજ્યશ્રી વિકાસ સાધવા લાગ્યા. જ્ઞાન, દર્શન અને ચારિત્રની શુદ્ધ ઉપાસના એમનો જીવનમંત્ર-કર્તવ્યમંત્ર બની ગયો. ગુરુનિશ્રામાં આત્માનંદ માણતાં કાળની ઈતરાજી આવી ઉભી.

પૂજ્ય ઝવેરસાગરજી મ. નો **સ્વર્ગવાસ** થયો પૂજ્યશ્રીનું હૈયું ફાટફાટ થઈ રહ્યું. વિરહના વિષમવિષ જીરવવા સહેલ નથા! અને તે પણ ૧।। વર્ષ જેવા અલ્પ સંયમકાળમાં, આંખ સામે વિરાટ અનાગત ગુંચળુવાળી ઉભો છે.. પોતે અનાધાર છે. નયન દૃષ્ટિપથે અફાટ રણમાં કોઈ નિર્મલ ઝરણાના મીઠા જલ પડ્યા નહિ.. કર્મસંયોગે–વિષમયોગોની ઉત્પત્તિ છે... તેને સમતાએ સહન કરી પાર કરી આગળ વધે તે જ પ્રજ્ઞાવંત છે...

ગુરૂભગવંતની છેલ્લી ઇચ્છા અને ભાવનાના આદર્શને જ્વલંત કરવા હૈયે હામ ધરી.. એકલમલ્લની જેમ સંયમપ્રવાસે વિચરી રહ્યા. ગુરૂવિરહને પચાવી ગુરૂભગવંતની આશિષને શિરે ધરી.. અંતર્મુખી પ્રેરણાથી જીવન વહેતુ કર્યું શાસનકાર્યોમાં.. સંયમસાધનામાં–આગમની સંકલનામાં, આગમોના વાચનમાં...

## સાગર જેવું નામ સાગર જેવા કામ....

મહાનપુરૂષો પોતે જ પોતાના જીવનના ઘડવૈયા બને છે. તીવ્રપ્રજ્ઞાથી પૂજ્યશ્રીએ વિશાળજ્ઞાનની પ્રાપ્તિ કરી... પ્રૌઢ પ્રતાપ, પવિત્રતા... પરાર્થ... પ્રેમાળુતા... પ્રોત્સાહીતા, પ્રવચનકલા... શાસનરસિકતા.. વૈયાવચ્ચગુણ.. લઘુતા વિગેરે અનુપમ ગુણોના તેઓ "સાગર" હતા અને... સૌના હૈયાના સાગરે ચમકતા રહ્યા... સૌ પૂજ્યશ્રીને હુલામણા નામથી "સાગરજી" મહારાજ તરીકે સંબો-

ધતા. ખરેખર સાગર જેવુ દરિયાવ દિલ હતું.. સાગર જેવું વિશાળ કાર્ય હતું... સાગર જેવું અથાગ જેઓમાં જ્ઞાનનિધાન હતું... વીરશાસનના મહાજ્ઞાની થઈને જેટલું લેવાયુ એટલુ લીધુ. લેતાં લેતાં દેવાયું એટલું દીધું!

## આંબામાંથી આંબો જ થાય.

જેણે પ્રાણીઓ–પ્રાણની પ્રેરણા માટે સત્પુરુષાર્થના દંડે જ્ઞાનયોગની આહલેક જગાવી. રાતદિન સતત જહેમત કરી ૪૫ આગમોને એકલહાથે ભગીરથ પુરૂષાર્થના બળે વાચન કરી, શુદ્ધ કરી, જીર્ણાવસ્થાથી ઉગાર્યા. વ્યવસ્થિત કરી લેઝર પેપર પર સ્થાપિત કર્યા.. સ્વ. ગુરૂદેવશ્રીના અદ્દભ્ર આશીર્વાદે એક પછી એક મહાન કાર્યની જાણે આવલિકા રચાતી ગઇ... આંબામાથી આબો જ થાય.. જ્ઞાની ગુરુના શિષ્ય પણ જ્ઞાનવત બન્યા... જ્ઞાનદાનમા મહાદાની બન્યા. જગતના પ્રાગણે જાણે પ્રસિદ્ધિનો બીજો ચાદ પ્રગટ્યો! હજારો વરસો સુધી જેનું તેજ ઘવાય નહિ...

## જેઓશ્રીએ અણમોલ વારસો શાસનને સોંપ્યો....

૪૫ આગમોનું લેઝર પેપર પર સર્વાંગસુંદર મુદ્રણ.
૪૫ આગમોનું તામ્રપત્ર પર આલેખન.
૪૫ આગમોની આરસપહાણ પર કોતરણી.
૧૭૫ ગ્રંથોનું સંપાદન કાર્ય કર્યું.
૧૬૬ કૃત્તિઓ પૂજ્યશ્રી દ્વારા છપાણી.
૧૫૦ ગ્રંથા પ્રકરણોનું મૌલિક સર્જન કર્યું.
૨૦ હજાર શ્લોક પ્રમાણ હિંદી સાહિત્યના ૨૫ ગ્રંથોનું સર્જન કર્યું.
૮૦ ગ્રંથા ઉપર પ્રૌઢ સંસ્કૃત ભાષામાં વિદ્વદ્‌ભોગ્ય પ્રસ્તાવના લખી.

પૂજ્યશ્રીના ઉપદેશથી સ્થાપિત ઉપાશ્રયો-પાઠશાળાઓ અને સંસ્થાઓની સ્થાપના કરાઇ. જીનમંદિરો અંજનશલાકા અંતરીક્ષજીનો મુંબઇથી છ'રી પાળતો સંઘ .. જીર્ણોદ્ધાર .. તીર્થરક્ષણ . ઉપધાનતપ . આવા અનેક કાર્યોથી ઠેર ઠેર અપૂર્વ શાસન-પ્રભાવના કરનાર, સૌજન્યથી ભરેલા શાસનપ્રભાવક સુરીશ્વરજી 'આગમોદ્ધારક' સૂરિ તરીકે પંકાયા.

સત્ય માટે જેણે શાસનમા ઝુકાવ્યું છે સત્યની રજુઆત કરવામા કયારે પણ તેઓ નીડર રહેતા—જાનના જોખમે પણ ડરતા નહિ દિગમ્બરીય કેસમા કોર્ટનો ચુકાદો કરનાર યુરોપીયન જજ સાહેબ પણ પૂજ્યશ્રીની પ્રજ્ઞા અને નીડરતા, સત્ય વક્તપણું દેખી આફ્રીન થઈ ગયા અને વ્યાખ્યાનમા આવવા લાગ્યા . સમેતશીખરજીના પહાડ પર બંગલા ન બંધાવાય એવો સરકાર સામે પ્રતિકાર કર્યો . અજબ હિંમત અને મક્કમતા ! બારોટોએ પાલીતાણામા અનેક તોફાન મચાવ્યા, પરંતુ તેની સામે મીઠી જબાન . અને હૈયાના દાન જ વરસાવ્યા ! રાધનપુરના નવાબના હુકમ સામે પણ જાણે ! સમાધિવંત... સત્ય માટે **આવાં તો કંઇક પ્રસંગો એમના જીવન 'સાગર'ના ઉંડાણમા ઝવેરાત બની ચમકતા પડ્યા છે. ..**

મહાનપુરૂષોની ગુણગણના આ કલમ કે કાવ્યથી મપાતી મપાય ખરી ! ! જે હાથ લાગી તેને પણ વર્ણવી શકાય એવી શુદ્ધ બુદ્ધિ કયાથી ! ! સમસ્ત જીવનની તલાશપર અવગાહન પર વધુ તેજવંત સૌરભવંત છે પૂજ્યશ્રીની શ્રુતોપાસના. શ્રુત–આગમોને તામ્ર પનો પર સ્થાપિત કર્યા પરંતુ માનવગણના હૈયામા સ્થાપિત ન થાય તો તેનુ મૂલ્યાકન કોણ કરે ! ! મૂલ્યાકન વિના સંરક્ષણ કેમ થાય ! ! દિને દિને ભૂલાતા .. સુકાઈ ગયેલા આગમજ્ઞાનના ઝરણાને પ્લાવિત કરવા પૂજ્યશ્રીએ શરીર અને શક્તિની પરવા કર્યા વિના .. **આગમવાચનાનો ધોધ વરસાવ્યો પાણી વિના પ્રાણ સુકાઈ જાય. પ્રકાશ વિના જીવન મુરઝાઇ જાય પ્રેરણા વિના મન જડ બની જાય .** આવા સમયે સહાયક તત્ત્વ મળી જાય તો અંતરના કોતરમા કેવી જ્યોત ઊર્મિ પ્રગટે ! ! લોકો શ્રુતનાવારિના પાન કરતા .. મીઠા ગંગાજળ જેવા આગમજ્ઞાનના આચમન કરતા વારી ગયા ! ! શું એઓશ્રીના જ્ઞાનની પ્રતિભા અને આભા આટલી તેજલ ! ! શુ ! આ 'સાગર' આટલો મીઠો ! જ્યા આવુ કિમતવાન્ ઝવેરાત ભર્યું છે ! ! આવો ગહન જ્ઞાનનો સંગ્રહ ! ! કમાલ કહેવાય ! ! પુનઃ શાસનમા એ જ્ઞાનવારીએ આગમજ્ઞાનની જિજ્ઞાસા પ્રગટાવી... જે આગમજ્ઞાન... પ્રવચનકલાએ અનેકોના હૈયાને પલટ આપી પવિત્ર

બનાવ્યા જાગ્રત અને જીજ્ઞાસા... શ્રદ્ધા અને સંસ્કાર, ત્યાગ અને તપ, જીવન અને વ્યવહારને નિર્મલ બનાવ્યા... આગમવાચના પાટણ, પછી કપડવંજ, અમદાવાદ સુરત–સુરત–પાલીતાણા અને રતલામ. સં ૧૯૭૧–૭૭ સુધીમાં ૭ વાંચનાઓ આપી. અને સાધુ સમુદાયમાં પુનઃ આગમોનું વાંચન–પરીશીલન અધ્યાપન ગાજતું બની ગયું ! જ્ઞાનદાનની કલા, આંતરવૈભવ, નિર્મમતા, ત્યાગ, વિગેરે, જેના નિદર્શને શૈલાના નરેશ પણ પૂજ્યશ્રીના પાદમાં ઝુકી ગયા !! અને જિનશાસન રાગી બન્યા... પંડિતના સમાગમે પંડિત થાય !! તેમ સૂરીશ્વરજીના પ્રવચનની પ્રભાથી સુરતવાસી ઝવેરીઓ પણ જ્ઞાનપીપાસુ બન્યા હતા... જેઓશ્રીને વ્યાખ્યાનમાં પ્રશ્ન કરતા, વિચાર-વિનિમય કરતા જણાય કે જ્ઞાન માટેની કેટલી ભૂખ જાગી છે! તિતિક્ષા છે.

## સૂર્યપૂરીના પ્રાંગણે પાવન પગલાં.

સુરતના પ્રાગણે સૂરીશ્વરજીની ઘણી સ્મૃતિઓ છે.. સં. ૧૯૭૪ વૈ. સુદ ૧૦, સૂરિ પદવીપ્રદાન સુરતના આંગણે અને અંતિમ સમાધિ સુરતના આગણે–શાસ્ત્રોની રચના–વાચના, આગમોનુ દોહન પણ સુરતમાં કર્યું. જીવનાંત સુધી તામ્ર આગમ મંદિર–પુસ્તકાલય, આગમોદય સમિતિની સ્થાપના.. પૂજ્યશ્રીએ સુરતને આપ્યું ઘણું અને સુરતીઓએ "સાગર"ને શમાવી લીધા ઉરની ગાગરમાં... સમયે સમયે સૂરીશ્વરજીનું બહુમાન અનોખી રીતે કર્યું. શાસનપ્રભાવનાની વૃદ્ધિ થાય એથી સાંબેલે સાંબેલે બેન્ડબાજાના ધ્વનિ–મણી–મોતી માણેકની ગહુંલીઓ જાતજાતના તોરણો–રચના સહિત પ્રવેશ મહોત્સવ–ધર્મમહોત્સવો કર્યા... દરેક કાર્યક્ષેત્રે સાથ દીધો.. "સુરત 'સાગર'નુ 'સાગરજી' સુરતના" એ પંક્તિ બની ગઇ.

## જ્ઞાનની સાધના એ જ જીવન હતું જેઓનું.

પૂજ્ય સૂરીશ્વરજીની પ્રિય પ્રવૃત્તિ એક જ હતી જ્ઞાનની સાધના. જ્યારે જુઓ ત્યારે એજ વર્તાય... જેટલી દૃષ્ટિ જ્ઞાનાવગાહના પ્રતિ હતી એટલી દૃષ્ટિ આત્મ કલ્યાણની ચાહનાપ્રતિ ! મીઠાની ખારી ચાહને વાપરતાં નહિ રોષ કે ખેદ, હસતે મુખે સમભાવે વાપરી લીધી. કોઇને ખબર ના પડી !

## પુષ્પ પાસે પરિમલ સિવાય બીજું શું હોય ?

જીવનીનો ઢળતો પ્રકાશ ઝાંખા તેજ જેમ સૂરિજીનો દેહનો પ્રકાશ કમ થતા ગયો... શરીરની ક્ષીણતા વધતા ગઈ પણ હાસ્ય નિતરતું વદન અને વચન મીઠાં સાકરમિશ્રિત...પૂજ્યશ્રી પાસે રાગી દ્વેષી જાય...બાલ વૃદ્ધ કે જવાન જાય પણ સહુપ્રતિ સમભાવ...! સહુ કોઈને કાંઈ પાસ કરીને આવે. પુષ્પ પાસે જનારા પરિમલને લઈને આવે ..દવા કરનારા ડૉક્ટરો સ્વાસ્થ્યની ચિકિત્સા કરવા જાય અને પૂજ્યશ્રીને નમી પડે !! શું સ્વસ્થતા !! કેટલી ધીરતા !! કેવી નિસ્પૃહતા !! બિમારીનો બોજ વધતાંએ પૂજ્યશ્રી અક-ળાતા નથી.. કર્મોદય માનતા સમતાના સહારે...જ્ઞાન...દર્શન...ચારિત્રની આરાધનામાં ઓતપ્રોત હતા. કાળનો છાગો ક્યારે ઘેરી લે !

## સર્જનનું વિસર્જન એ કુદરતનો ન્યાય છે.

સોળ કળાએ ખીલેલો ચાંદ જ્યારે પૃથ્વી પર પ્રકાશ પાથરે છે ત્યારે ધરતી હસી ઉઠે છે. પણ ચાંદનું સ્વરૂપ અમાવાસ્યામાં પરિણમે ત્યારે ધરતી ડકળી ઉઠે છે. આજ સુરતની ધરતી પર શ્યામવર્ણી છાયા પથરાઈ રહી. ફાગણ ચૈત્રના સોહામણા આ તાપમાં વલખા મારતાં અને વેદના સહતાં માનવીને વૈશાખના ઉષ્ણ વાયરાએ ઘેરી લીધાં. ત્યારે સહુ અષાઢીની ગર્જના કરતાં મેઘલીઆની શીતલધારે શીતલ બનવાની આશાએ અનિમેષ મીટ માંડી રહ્યા.. કુદરતના કોપ આગળ કર્મની ફોજ આગળ કોનું ચાલે ! આશા ઠગારી નીવડી. મધુમાલતી અને પુષ્પની સૌરભમાં વહેતી સુરભી અલોપ બની. વૈશાખીનો તાપ અસહ્ય બન્યો...કારણ ! એ ધરતીના સાગર અણગારની.. સંતના શણગારની. મહંતની મહેમાનગીરીની ઘડીઓ ગણાવા લાગી. આગમધરરૂપ વસંતના સૌન્દર્યવૈભવનો ઉપહાસ ઉડાડતો કાળરાજ નાટકી રહ્યો. .નિમિની વક્તા એ મહંતના....સંતના વિસર્જનમાં હશે શું ! તત્ત્વદર્શી ..આત્મસાધનાએ સંત જાગૃત હતા...પણ ઘેલા લાગી રહેલા વૃક્ષો જાણે નિમિનિ વકતા પર નિઃશ્વાસ અનુભવવા લાગ્યા. જન્મ્યો તે મૃત્યુને ભેટવાનો જ નિઃસંદેહ વાત છે વિસર્જની વેદના ! હકીકત છે. કોઈ જિજ્ઞાસુના નરાધમ નથી. એ આગમના નિધાન મૂલ્યવાન મહંતના જીવનની કુદશાભાગ્રી રાજી બની શકે !!

## મૃત્યુ એ આત્મવિકાસ માટેનું વિસર્જન છે.

"એક બાજુ સર્જનાત્મકનું નવું સર્જન... બીજી બાજુ વિધિના વિષમ વિસર્જનની રચના .." પૂ. આગમોદ્ધારક શ્રી સૂરીશ્વરજીને અણગાર જીવનની અંતિમ અવસ્થાની આગાહી આવી ચૂકી હતી .. એઓશ્રીએ પૂર્ણ તૈયારી આરંભી દીધી .. ૧૫ દિન અગાઉથી અર્ધપદ્માસને ધ્યાનદશામા સ્થિત થયા. સંબંધમય દુનિયાને અસંબંધમય માની શરણું સ્વીકાર્યું વીતરાગ પરમાત્માનું. એકત્વ ભાવ અંતરે જગાવ્યો .. "**एगोऽहं नत्थि मे कोइ, नाह मन्नस्स कस्सइ**" હું એકલો છું. હું કોઇનો નથી, મારું કોઈ નથી. અરે ! આ દેહ પણ મારો નથી. છેહ દઈ કયાય ચાલ્યો જશે. આ મૃત્યુ-વેદના-મૃત્યુ નથી પણ આત્મવિકાસન માટેનું વિસર્જન છે .. નૂતન સર્જન માટે સતત જાગ્રત બની નવકાર મહામંત્રની ધૂન જગાવી... સર્વજીવોને ખમી-ખમાવી આત્મરમણુતાએ સમાધિસ્થ થયા. મૃત્યુએ ડરાવ્યા-દરવાજા ખખડાવ્યા, પણ સંત ડગ્યા નહિ. તેઓ સાધ્ય કરેલ આગમોની અલગારી દુનિયામા આંટો મારી અગોચર બની ગયા વેદનીયકર્મનો જબરજસ્ત હુમલાનો સામનો કરતાં ગુરૂદેવ ભારે જાગૃતિ અનુભવતાં નિર્મમ ભાવે કઠોર બની ઝઝુમ્યા ... અંતિમ પળને સાધી લીધી પ્રશાત અને સહજભાવે... દેહનો વિલય પ્રલય ન સરજી શકયો .. કારણ ! એ સંત હતા. હસતા હસતા પ્રાણ નીકળી ચૂકયા, એ વૈશાખવદની ગોઝારી પાચમ હતી. સંતના સાન્નિધ્ય સેવતાં સમુદાય અને શાસનના માનવોની આંખડીને રડાવી દીધી એ આગમધર વિના મસ્તીભર્યા મુનિવરોના મન યાતના અનુભવી રહ્યા.

તા. ૩૦-૧૦-૭૯ મંગળવાર

**શ્રીસૂર્યશિશુ સાધના સદન**
**પાલિતાણા.**



**લેખક-પરિચય**

પૂજ્ય ગુરુદેવશ્રી **સૂર્યકાન્તાશ્રીજી** મ. ના શિષ્યા
સાહિત્યરત્ના, કલકવયિત્રી, વિશદવ્યાખ્યાત્રી, સાહિત્યકલાભારતી
**શ્રી મયણાશ્રીજી** (સૂર્યશિશુ) મ.
**પાલિતાણા.**

શ્રી નેમિનાથાય નમઃ

## શ્રી પર્વ વ્યાખ્યાન સંગ્રહમાં આર્થિક સહકાર આપનાર દાતાઓની

# શુભ નામાવલિ

**નામ**

વિશા ઓસવાલ જૈન સંઘ ખંભાત
(જ્ઞાનખાતાની પેટીમાંથી નીકળેલ)

સુપાર્શ્વનાથ જૈન સંઘ વાલકેશ્વર મુંબઈ

પુજ્ય મુનિરાજ શ્રી જયભદ્રસાગરજી તથા પૂ. મહાસેનસાગરજી મ. સા. ની પ્રેરણાથી સ્તંભનતીર્થ તપાગચ્છ જૈન સંઘ લાડવાડાનો ઉપાશ્રય ખંભાત.

સાયન જૈન સંઘ મુંબઈ. હ. હરસુખભાઈ

જૈન સંઘ રાંતેજ

ગોડીજી જૈન ઉપાશ્રય મુંબઈ.

**નામ**

ગોડીજી પાર્શ્વનાથ જૈન સંસ્થા બાલાપુર.

ઘેલાભાઈ કરમચંદ સેનેટેરીયમ વીલેપાર્લો.

પૂ. મુનિરાજશ્રી જયભદ્રસાગરજીની પ્રેરણાથી અંતરિક્ષ પાર્શ્વનાથ સંસ્થા હા. મે. ટ્રસ્ટી રવિન્દ્રલાલ હરખચંદ.

સ્વ. બેનકોરબેનની સ્મૃતિમાં હા. સોમચંદ પોપટચંદ ખંભાત.

શાંતિનાથજી જૈન દહેરાસરજી કોઠીપોળ વડોદરા.

નેમુભાઈની વાડી સુરત પૂ. આચાર્ય દેવશ્રી સૂર્યોદયસૂરિજી મ. સા. ની પ્રેરણાથી.

## નામ

વડાચૌટા જૈન સંઘ સુરત પૂ. આ. શ્રી દુર્લભસાગરસૂરિજી મ. સા. ની પ્રેરણાથી.

જૈન સંઘ બેલારી (કર્ણાટક) પૂ. સાધ્વીશ્રી ભીરભદ્રાશ્રીજીની પ્રેરણાથી.

જૈન સંઘ લોણાર (મહારાષ્ટ્ર).

જૈન સંઘ નાનપરા સુરત પૂ. મુનિરાજ શ્રી અમીસાગરજી તથા પૂ. મુનિરાજ શ્રી દિવ્યોદયસાગરજી મ. સા. ની પ્રેરણાથી.

જૈન સંઘ દેવકરણ મેન્શન મુંબઇ હા. જશીબેન

હેમરાજ પ્રેમરાજ સોની હિંગોલી મહારાષ્ટ્ર.

જૈન સંઘ શેગાંવ. સૂર્યશિશુ મ. ની પ્રેરણાથી

ત્રિલોકચંદ દેવચંદ શેઠ જાલના.

લક્ષ્મીચંદ ભોગીલાલ ખંભાત.

## નામ

વિશાઓસવાળ જૈન સંઘ ખંભાત પૂ. આ. શ્રી રૂચકચંદ્રસૂરિજી મ. સા. ની પ્રેરણાથી.

જૈન સંઘ લીંબડી પૂ મુનિ શ્રી જયભદ્રસાગરજી, પૂ. મુનિશ્રી મહાસેનસાગરજીની પ્રેરણાથી.

જૈન સંઘ સુરેન્દ્રનગર પૂ. આચાર્યદેવ શ્રી દેવેન્દ્રસાગરસૂરિજી મ. સા. ની પ્રેરણાથી.

જૈન સંઘ કૃષ્ણનગર અમદાવાદ.

ચંપકલાલ ભોગીલાલ મહેસાણા.

મીઠાભાઇ ગુલાબચંદને ઉપાશ્રય કપડવંજ પૂ. મુનિશ્રી નિરંજનસાગરજીની પ્રેરણાથી.

ખાંમગાંવ જૈન સંઘ પૂ. સાધ્વીશ્રી સુમતિશ્રીજી મ. સા. ની પ્રેરણાથી.

નામ

મેસર્સ ઓરીદાસ મીઠાલાલની કું. ઇન્દોર પૂ. મુનિશ્રી નિત્યવર્ધનસાગરજીની પ્રેરણાથી

વિજયદેવસૂર સંઘ ડભોઇ હા. મહેન્દ્રભાઇ ત્રીકમલાલ

જૈન સંઘ પુના પૂ. સાધ્વીજી શ્રી ગુણો-દયાશ્રીજીની પ્રેરણાથી.

કેશવજીભાઈ નેણશીભાઇ જાલના.

લીમડાનો ઉપાશ્રય સૂરત પૂ. સાધ્વીજી શ્રી શમગુણાશ્રીજીની પ્રેરણાથી.

સ્વ. શાંતાબેનની સ્મૃતિમાં હા સુરેન્દ્રભાઇ સરકાર સુરત.

મણિયારના ઉપાશ્રયના જ્ઞાન ખાતામાંથી રાધનપુર પૂ. સાધ્વીશ્રી પ્રિયંકરાશ્રીજીની

નામ

સ્મૃતિમાં પૂ. સાધ્વીશ્રીનિરંજનાશ્રીજીની પ્રેરણાથી.

અંબાલાલ નેમચંદભાઇ ખંભાત.

સાગરગચ્છના ઉપાશ્રયના બહેનો તરફથી પૂ. સાધ્વીશ્રી પ્રિયદર્શનાશ્રીજીની પ્રેરણાથી.

શાન્તિનિકેતન સરદારનગર જૈન સંઘ સુરત

અમૃતલાલ મેલાપચંદ કઠોર.

ચંદુલાલ ભોગીલાલ કઠોર.

આદિશ્વર જૈન દહેરાસરજી પેઢી કઠોર.

શાન્તિલાલ સ્વરૂપચંદ ભીવંડી થાણા.

એક સદ્‌ગૃહસ્થ તરફથી.

લોંકાગચ્છ જૈન ઉપાશ્રય બાલાપુર.

નામા
॥ ર

નામ

જૈન સંઘ અંધેરી પૂ સાધ્વીશ્રી વિનય-
ધર્માશ્રીની પ્રેરણાથી.

દિનેશભાઈ વિઠલદાસ વોરા કલકત્તા.

જૈન સંઘ ગંભીરા.

મહાવીર સોસાયટી સંઘ નવસારી પૂ. મુનિ
શ્રી નરદેવસાગરજી મ. સા. ની પ્રેરણાથી.

નગરશેઠના વંડાની બહેનો અમદાવાદ પૂ.
સાધ્વીશ્રી પ્રવિણાશ્રીજીની પ્રેરણાથી.

વીશા ઓસવાળ જૈન મહાજન કોડાય
(કચ્છ) પૂ. મુનિશ્રી ભુવનચંદ્રવિજયજી
(પાર્શ્વચંદ્ર ગચ્છીય)ના ઉપદેશથી.

વિશાશ્રીમાળી તપાગચ્છ જૈન ઉપાશ્રય
પાઠશાળા જામનગર. પૂ. પં. દોલત-



નામ

સાગરજીની પ્રેરણાથી.

શ્રી જૈન સંઘ જાલના. પૂ સાધ્વીજી શ્રી
સુયશાશ્રીજી મ. સા. ની પ્રેરણાથી.

પાર્શ્વચંદ્રગચ્છનો ઉપાશ્રય ખંભાત પૂ.
સાધ્વીજી શ્રી મહોદયશ્રીજીની પ્રેરણાથી.

જૈન સંઘ લીંમડી પૂ સાધ્વીજી શ્રી નિપૂણા-
શ્રીજીની પ્રેરણાથી.

સ્વ. પૂંજાભાઈ ગુલાબચંદની સ્મૃતિ નિમિત્તે
ખંભાત.

જૈન આત્માનંદ પાઠશાળા કરજણ
હે. ઝવેરચંદ નેમચંદ

જેઠમલજી ખીમરાજજી ઔરંગાબાદ.

**નામ**

શ્રી કાન્તીલાલ દીપચંદની સ્મૃતિ નિમિત્તે ખંભાત હા. ભદ્રિકભાઈ પૂ મુનિશ્રી કૈવલ્ય-સાગરજીની પ્રેરણાથી.

જૈન સંઘ બોટાદ પૂ. સાધ્વી શ્રી પ્રગુણા-શ્રીજી ના શિષ્યા પૂ. સાધ્વીશ્રી ચારૂશીલા શ્રીજીની પ્રેરણાથી.

જૈન સંઘ માંડવી પૂ. પં. યશોભદ્રસાગરજીની પ્રેરણાથી.

**નામ**

દિનેશચંદ્ર બાબુલાલ સુરત.

અંબાલાલ પાનાચંદની ધર્મશાળા ખંભાત

પૂ. મુનિ શ્રી પુણ્યભદ્રવિજયજી ( પૂ વદ્દાન-સૂરિજીના સમુદાયના )ની પ્રેરણાથી.

વાડીલાલ મંગળદાસ ગાંધી વડોદરા.

એક સદ્‌ગૃહસ્થ તરફથી કલકત્તા.

## સેવાભાવી પૂ. મુનિરાજશ્રી કૈવલ્યસાગરજીની પ્રેરણાથી તથા વ્યાખ્યાનકાર પૂ. મુનિરાજ શ્રી સુધર્મસાગરજીના ઉપદેશથી શ્રી બાલાપુર જૈન સંઘમાંથી થયેલ રકમના દાતાઓની યાદી.

**નામ**

સ્વ. ચંચળબેન ઉત્તમચંદની પુણ્યસ્મૃતિ નિમિત્તે હા. જવાહરભાઈ દવાવાળા.

**નામ**

સ્વ. તુકડાસા છબીલદાસ શાહની સ્મૃતિ નિમિત્તે તથા ડૉ. અરવિંદલાલ ટી. શાહની

## નામ

અઠ્ઠાઇ તપશ્ચાર્યા નિમિત્તે.

સુશ્રાવક રતિલાલ ઠાકોરદાસ.

રોહિતકુમાર વિજયકુમાર.

તપાગચ્છ જૈન ઉપાશ્રયની બહેનો.

સુશ્રાવક વિજયકુમાર ગીરધારીલાલ.

સુશ્રાવિકા સમરથબેન લાલચંદ હા. અભયકુમાર.

સુશ્રાવિકા ધનાબેન હૌશીલાલ હા. રાજેન્દ્ર.

એક સુશ્રાવિકા હા. સરોજબેન.

સુશ્રાવક નરેન્દ્રકુમાર સુપડાસા પ્રકાશભાઈ સરોજબેનની અઠ્ઠાઇ તથા રજનીબેનની ખીરસમુદ્રની તપશ્ચર્યા નિમિત્તે.

સુશ્રાવક હિંમતલાલ ગુલાબચંદ.

## નામ

લોકાગચ્છના ઉપાશ્રયની બહેનો.

સુશ્રાવક ઝબ્બુલાલ રોશનચંદ. સૌ ચંદ્રકલાબહેનના વર્ધમાનતપના પાયા તથા કુ વર્ષાબેનની અઠ્ઠાઈ નિમિત્તે.

રવિન્દ્રકુમાર રસીકલાલ.

સુશ્રાવક ડૉ. હૌશીલાલ નાણાવટી જાલના.

સુશ્રાવક ભોગીલાલ ગુલાબચંદ.

સુશ્રાવક ચંપાલાલ મીઠુલાલ.

સુશ્રાવક રવિન્દ્રલાલ મીઠુલાલ.

સુશ્રાવિકા ચંદનબેન કિશનચંદ.

ભોગીલાલ વકીલ પ્રવિણાબેનનીઅઠાઈ નિમિત્તે

રીટા સાડી સેન્ટર. આકોલા.

સુરતવાળા તરફથી દર્શક મ. ત્થા અમીરસ મ. નીપ્રેરણાથી

# અ....નુ....ક્ર....મ....ણિ....કા



## શ્રી પર્યુષણ અષ્ટાહ્નિકા વ્યાખ્યાન



*=*

આગમોદ્ધારક દેશના સંગ્રહ ભાગ ૨ જો

# પર્વ વ્યાખ્યાન સંગ્રહ



પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબે
પર્વ દિવસોમાં આપેલા વ્યાખ્યાનો.

* સંપાદક *

પ. પૂ. પંન્યાસજી શ્રીમદ્ વિમલસાગરજી ગણિવર.

પ્રકાશક તથા પ્રાપ્તિસ્થાન

છબીલદાસ કેસરીચંદ સંઘવી.

શેઠ શ્રી કેશવલાલ ગુલાબીદાસ સંચાલિત

શ્રી ભટ્ટીબાઈ સ્યા. સ. પ્રા. પાઠશાળા

અને

શ્રી લલિતાબેન કેશવલાલ સ્વાધ્યાય મંદિર

દાદા સાહેબ પોળ, ખંભાત.



વીર સં. ૨૫૦૫ | વિ. સ ૨૦૩૫ | ઈ સ. ૧૯૭૮

આવૃત્તિ દ્વિતીય | મૂલ્ય : 'સ્વાધ્યાય' | નકલ ૧૦૦૦



-: મુદ્રક :-

કાંતિલાલ ડી. શાહ.

ભરત પ્રિન્ટરી,

દાણાપીઠ પાછળ પાલિતાણા.

श्रीस्थम्भनपार्श्वनाथाय नमः
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः

# પર્વ વ્યાખ્યાન સંગ્રહ



— વ્યાખ્યાનકાર —

આગમોદ્ધારક પરમ પૂજ્ય આચાર્ય શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ

## આષાઢ ચાતુર્માસિક વ્યાખ્યાન

सामायिकावश्यकपौषधानि, देवार्चनस्नात्रविलेपनानि ।
ब्रह्मक्रियादानतपोमुखानि, भव्याश्चतुर्मासिकमण्डनानि ॥ १ ॥

### ચોમાસાની વિશિષ્ટતા

**ધર્માદિ વર્ગોની સ્પષ્ટતા :-**

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મહારાજા ભવ્ય જીવોના ઉપકારાર્થે ઉપદેશપ્રાસાદ નામના ગ્રન્થની રચના કરતાં શ્રાવક ધર્મને જણાવી ગયા છે.

તેમાં આપણે એ મહાત્માનું તે સૂચન જોઇ ગયા કે આ જગતમાં જીવો અનેક પ્રકારની ઇચ્છા ધારણા-રુચિ કે મનોરથોવાળા છે. યદ્યપિ જગતમાં દરેક જીવની ઇચ્છા ભિન્નભિન્ન હોવાથી તમામ જીવોની ઇચ્છા, ધારણા, રૂચિ, મનોરથો જુદાજુદા હોય છે તથાપિ જેમ રંગના દેખાવને અંગે અનેક પ્રકારના રંગો છતાં, તેનું વર્ગીકરણ કરીને જગતે કહ્યું કે રંગો પાંચ પ્રકારના છે, તેમ આ ભિન્નભિન્ન ઇચ્છા આદિના પણ વર્ગીકરણથી ચાર વર્ગ બને છે. ચાર વર્ગમાં તમામ પ્રકારની ઇચ્છા, ધારણા વગેરેનો સમાવેશ થઇ જાય છે. એ ચાર વર્ગના નામઃ– ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ઇચ્છાઓ ગમે તેટલા પ્રકારે ભિન્ન હોય છતાં તે તમામ ઇચ્છાઓ આ ચાર વર્ગમાં સમાઇ જાય છે. કેટલીક ઇચ્છાઓ ધર્મ વર્ગમાં, કેટલીક ઇચ્છાઓ અર્થ વર્ગમાં કેટલીક ઇચ્છાઓ કામ વર્ગમાં અને કેટલીક ઇચ્છાઓ મોક્ષ વર્ગમાં સમાઇ જાય છે. અહીં પ્રશ્ન થશે કે પુરુષથી કરાતા છતાં આ ચારને પુરૂષાર્થ નહિ કહેતાં શાસ્ત્રકારે 'વર્ગ' શબ્દથી કેમ ઓળખાવ્યા ? કલિકાલસર્વજ્ઞ, ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા યોગશાસ્ત્રમાં 'चतुर्वर्गेऽग्रणीर्मोक्षो० (योग० श्लो० १५) કહી આ ચારને પુરૂષાર્થ તરીકે નહિ પણ વર્ગ તરીકે ગણાવે છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા તથા આચાર્ય ભગવાન શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ધર્માદિ ચારને તે ચાર પ્રયત્નથી થનારા છે. એટલા પુરતા જ પુરૂષાર્થ તરીકે માને છે, છતાં અહીં વર્ગમાં ગણાવે છે, કારણ તેમાં એ છે કે તે ચારેને સાધ્ય તરીકે તેઓ માનતા નથી.

જ્યાં સુધી વિવેકની ખામી હોય, માયાજાળનું બંધન હોય, આત્મતત્ત્વ ઓળખ્યું ન હોય, કર્મની કે મોહની પ્રબલતા હોય, ત્યાં સુધી અર્થ તથા કામ સાધ્ય લાગે છે, પરન્તુ તાત્ત્વિક દૃષ્ટિ ધરનાર આત્મા માટે તો તે હંમેશ માટે ઇચ્છવા લાયક નથી, છોડવા લાયક છે, તેથી તો શાસ્ત્રકાર મહારાજાઓએ 'सव्वाओ परिग्गहाओ वेरमणं सव्वाओ मेहुणाओ वेरमणं' (द. अ. ४) એવા શબ્દો જણાવી યોજનાપૂર્વક મહાવ્રતો રાખ્યા છે.

પરિગ્રહ અને મૈથુનથી વિરમવાનું હોય :-

અર્થ, કામ વર્તમાનમાં ભલે ઇષ્ટ લાગે છે તો પણ તેનું પરિણામ અનિષ્ટ હોવાથી વિરમવાનું કહ્યું છે. વિવેકીઓ માટે અર્થ કામ સંસર્ગ કરવા લાયક જ નથી. અમુક કર્મોદયે કે પુણ્યોદયે અર્થકામની પ્રાપ્તિ થાય, ભોગવટો સાંપડે અને ઇષ્ટ લાગે, કિન્તુ વિવેકી આત્મા માટે તો તે ઉપાદેય નથી. કારણ કે તેનું પરિણામ અતિકટુ છે. પરિગ્રહ વિરમણથી અર્થને તથા 'મેહુણાઓ વિરમણ' એટલે પરિગ્રહ અને મૈથુનથી વિરમવાનું કહ્યું છે પરિગ્રહ અને કામને અનર્થકર કહ્યો. જેનાથી વિરમવું તે આત્માથી પર છે, અને તેવાથી વિરમવું તે આત્માનો સ્વભાવ છે.

કષાયની ચોકડીના પરાક્રમ :-

અનન્તાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણીય, પ્રત્યાખ્યાનાવરણીય તથા સંજ્વલન એ રીતે ચાર કષાયની ચોકડીઓ માનવામાં આવી છે. શાસ્ત્રકારે શું આ ચોકડી મનસ્વીપણે કહી? નહી! ખ્યાલ કરવામાં આવે તો સ્વરૂપ સમજાય તેમ છે.

માન્યતાને શુદ્ધ કરે તેવા આત્માના પરિણામ આવવા દે, જેને જૈનોની પારિભાષિક ભાષામાં સમ્યક્ત્વ કહેવામાં આવે છે, અનંતાનુબંધી નામની કષાયની પહેલી ચોકડી સમ્યક્ત્વને આવવા નથી દેતી, આ પહેલી ચોકડીનું પરાક્રમ છે.

જ્યારે જીવાજીવાદિતત્ત્વોની શ્રદ્ધા થાય, શુદ્ધ મન્તવ્ય પ્રાપ્ત થાય, ત્યારે માનવું કે અનંતાનુબંધી ચોકડી તમે ઓળંગી. એ ચોકડીનું ઉલ્લંઘન થાય એટલે આ આત્મા અપ્રત્યાખ્યાનીય બીજી ચોકડીમાં પ્રવેશ્યો, અહિ જિનમાર્ગની શુદ્ધ માન્યતા સાંપડે. અહિ એક વાત ખ્યાલમાં રાખજો કે આ વાત વકીલ તરીકેની નથી. જિનેશ્વરદેવે આ રીતે જીવાજીવાદિતત્ત્વો કહ્યાં છે, શાસ્ત્રકારના વકીલ તરીકે આ કથન નથી, પણ જોખમદારી અને જવાબદારીના સ્વીકારપૂર્વકનું આ કથન છે.

દુનિયાદારીની કોર્ટમાં કેસને અંગે જોખમદાર કે જવાબદાર વકીલ કે અસીલ? કહો કે અસીલ. હુકમનામાનો માલીક પણ અસીલ અને દંડ કે સજાનો ભોક્તા પણ અસીલ. વકીલને કાંઇએ લેવાદેવા નથી. અહિં પણ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ તેના પ્રકારો સાથે બોલી જવામાં આવે, પણ આત્માને તેની અસર ન થાય, તો તે બોલવું વકીલ તરીકે છે, પણ કર્મને આવવાના કારણો સમજાય, તેની ભયંકરતાનો ખ્યાલ આવે ત્યારે માનવું કે એ માન્યતા અસીલ તરીકેની છે. બોલનારની આથી હું કિંમત ઘટાડું છું. એમ ન માનતા, પણ આત્માને આશ્રવના ભયંકરપણાનો ખ્યાલ આવવો જોઇએ, એ તમને કહેવા ઇચ્છું છું. મિથ્યાત્વ–ઇંદ્રિયો–વિષયો–કષાયો–અવ્રત તથા યોગદ્વારા કર્મનું વળગણ વળગે છે. એ સમજાય, એની ભયંકર સ્થિતિ ખ્યાલમાં આવે, ત્યારે શ્રદ્ધા સમ્યક્ત્વની પ્રાપ્તિ મનાય.

કથન, નિરૂપણ અને શ્રદ્ધા વચ્ચે ફરક :–

કથન, નિરૂપણ અને શ્રદ્ધા આ ત્રણમાં શું ફરક છે તે ખ્યાલમાં લેવા જેવો છે. કથન–નિરૂપણ તો અભવ્ય પણ કરે. પરંતુ પૂજાવાની ઇચ્છાએ, મનાવાના મનોરથે, કીર્તિની કામનાએ, દેવલોક કે રાજા મહારાજાપણું કે ચક્રવર્તીપણું પ્રાપ્ત કરવાની ઇચ્છાએ અભવ્ય પણ શાસ્ત્રાનુસારી

ઉપદેશ આપે. જેવું કથન તથા નિરૂપણ ભવ્ય કરે, તેવુ જ અભવ્ય પણ કરે. ભવ્ય કે અભવ્યના મોક્ષમાર્ગ કથન—નિરૂપણમાં ફરક હોય નહિ. ધર્મનું જેવું ભવ્ય નિરૂપણ કરે. તેવું અભવ્ય પણ નિરૂપણ કરે.

**પ્રભુશાસન એક અક્ષરની પણ ફેરફારી સહન કરે તેમ નથી :–**

તમને પ્રશ્ન થશે કે અભવ્ય છેલ્લા એક જ મોક્ષતત્ત્વને માનતો નથી, છતાં મોક્ષની પ્રરૂપણા શા માટે કરે ? કર્મક્ષય માટે પ્રબલ એવું આ જૈનશાસન એવું કોમળ છે કે તે ઘટાડા વધારાના અંગે, ફેરફારીના અંગે, અભિપ્રાય ઉલટાવવાના અંગે, તેમજ એક અક્ષરની પણ ફેરફારી સહન કરવા તૈયાર નથી.

જમાલિનું દૃષ્ટાંત વિચારશો તો આ મુદ્દો તમને બરાબર સમજાશે. એક દૃષ્ટિએ જોઇએ તો જમાલિ ભગવાન મહાવીર મહારાજાથી ચઢિઆતા ગણાય. તમે પૂછી શકો છો કે તે શી રીતે ? ભગવાને તો એકાકીપણે દીક્ષા લીધી હતી. ત્યારે જમાલિએ તો પાંચસે રાજકુમારો સાથે દીક્ષા લીધી હતી. જમાલિ કોણ ? ભગવાનનો ભાણેજ અને પાછો જમાઈ. જમાલિની સ્ત્રીએ (ભગવાનની પુત્રીએ) હજાર સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી હતી. વિચારો કે આ રીતિએ દીક્ષિત થનારની છાયા કેવી પડે ? પણ એક જ અભિપ્રાયમાં જુદા પડતાં જૈનશાસને તેને ખસેડી દીધા.

'कडेमाणे कडे' (कज्जमाणे कडे भग० सू० ३८६) તથા 'कडे कडे' ફક્ત આટલા ફરકમાં શાસન બહાર. ભગવાનનું મન્તવ્ય 'कडेमाणे कडे' અર્થાત્ જે કરવા માંડયું તે થઇ ગયું. જમાલિએ તે નહિ માનતાં નવું નિરૂપણ કર્યું કે 'कडे कडे' કહ્યું, અર્થાત્ કરાયા બાદ જ કર્યું કહેવાય. દુનિયાદારીની દૃષ્ટિએ કે ઉપલક દૃષ્ટિએ જોશો તો જમાલિનો નિર્ણય સાચો લાગશે, કેમકે કરવા માંડેલું તે વખતે સ્ખલના પણ પામે, ન પણ થાય, છતાં જરા ઉંડા ઉતરશો તો તમને ભગવાનના મન્તવ્ય 'कडेमाणे कडे' સૂત્રની વાસ્તવિકતા સમજાશે, અને જમાલિનું માનવું મિથ્યા મનાશે.

જે સમયમાં કેવળજ્ઞાનવરણીય કર્મોનો ક્ષય થાય તે જ સમયે કેવળજ્ઞાન માનો છો ને? શી રીતે? કયા સૂત્રે? સમયના કાળમાં ક્રિયાકાળ તથા નિષ્ઠાકાળ જુદા શી રીતે પડે?

વ્યવહારની અપેક્ષાએ શુભ પરિણામ થાય ત્યારે સંવર, નિર્જરા અને પુણ્યની પ્રાપ્તિ, તથા અશુભપરિણામ થાય ત્યારે પાપબંધની પ્રાપ્તિ થાય છે. પરિણામની સાથે ક્રિયા પહેલાંજ પુણ્ય તથા પાપનો બંધ થાય છે ને?

ક્રિયાકાલ તથા નિષ્ઠાકાલ સમયની અપેક્ષાએ સાથે માનીએ તો જ તે ઘટી શકે. તેથી તો શ્રીધર્મદાસગણિએ ઉપદેશમાળામાં કહ્યું છે કે:–

'जं जं समयं जीवो, आविसइ जेण जेण भावेण ।
सो तंमि तंमि समये, सुहासुहं बंधए कम्मं ॥ गा० २४ ॥'

જે સમયે જીવ શુભ કે અશુભ પરિણામમાં પ્રવેશ કરે તે જ સમયે તે પુણ્ય, પાપનો બંધ કરે છે. અર્થાત્ શુભ, અશુભ કર્મ બાંધે છે. જો ક્રિયાકાલ તથા નિષ્ઠાકાલ સાથે ન મનાય તો બંધ, આશ્રવ, સંવર, નિર્જરા, મોક્ષ વિગેરેની વ્યવસ્થા પડી ભાંગશે. આથી સિદ્ધ છે કે જે સમયમાં કારણ તે જ સમયમાં કાર્ય. ભગવાને તેથી જ 'कडेमाणे कडे' કહ્યું.

જમાલિએ જરાક ફેરફાર કરી કહ્યું 'कडे कडे' બસ આટલા જ ફરક માટે ભગવાનના ભાણેજ અને જમાઇ છતાં, પાંચસે રાજપુત્રો સાથે દીક્ષિત થવા છતાં, જેની સ્ત્રી હજાર સ્ત્રીઓ સાથે દીક્ષિત થઇ હોવા છતાં પણ તેવાને ય આ શાસને બહાર ધકેલી દીધા. એક વચન પલટાવનારને પણ આ શાસનમાં સ્થાન નથી. તમે તો કહો છો ને કે 'એમાં શું ?' પણ આ શાસનમાં 'એવું' 'એમાં શું થઇ ગયું ?' એ ચાલતું નથી.

અભવ્ય પ્રરૂપણા સાચી શાથી કરે છે? ભવ્યના જેવી પ્રરૂપણા શાથી કરે છે? તે તમને સમજાશે. અવળી પ્રરૂપણા કરનારને આ શાસન સંઘરતું નથી. શાસનની એવી જબ્બર નીતિ છે માટે. અભવ્ય ભલે અંતરથી સંયમને, મોક્ષને ન માને, છતાંય તેને પ્રરૂપણા તો માર્ગની જ

કરવી પડે. પ્રરૂપણામાં ભેદ પાડવાથી તેને જૈનશાસનમાં સ્થાન ન રહે, તેને સ્થાનભ્રષ્ટ થવું પડતું હોવાથી. અભવ્યને પણ પ્રરૂપણા પોતે ન માને છતાંયે નવે તત્ત્વોની કરવી પડે. ભવ્યની જેમ અક્ષરશઃ નિરૂપણ કરે છે.

અલબત્ત, અભવ્ય નિરૂપણ વકીલ તરીકે કરે છે, શાસ્ત્રકાર 'આ રીતે મોક્ષ વગેરે કહે છે' એમ અભવ્ય કહે છે ખરો, પણ એના પોતાના આત્માને એમાં લેવા દેવા લેશ પણ નથી.

મોક્ષ એટલે શું ?

આત્માની ઉંચામાં ઉંચી સ્થિતિ, આત્માની શાશ્વત સ્થિતિ, આત્માનો છેલ્લો વિસામો, જ્યાં હંમેશની સ્વતંત્રતા છે તેવું સ્થાન, કર્મની ડખલગિરિ તથા પુદ્ગલની દરમ્યાનગિરિ આપણને જે અત્યારે છે તે કદી જ્યાં ન હોય તેવું સ્થાન એક મોક્ષ જ છે.

કેટલાકો કહે છે કે મોક્ષમાં છે શું ? નહિ ખાવું, નહિ પીવું, નહિ પહેરવું ઓઢવું, ત્યાં સુખ કયું ? ભલા આદમી ! જરા વિચાર કે ખાવું પીવું વગેરે તો કર્મ તથા પુદ્ગલના કારાગારમાં જ છે. મોક્ષ એટલે તો ન તો કર્મની ડખલગિરિ કે ન તો પુદ્ગલની દરમ્યાનગિરિ.

આ જીવની હાલત કઇ છે?

છ ખંડ, નવનિધાન, ચૌદરત્નના માલિક ચક્રવર્તીને ભાજી લાવવા માટે, પાઇ માટે કોઇની પરશી કરવી પડે એ દશા કેવી ગણાય? તે જ રીતિએ આ આત્મા કેવો છે? લોકાલોકના સર્વકાળના, સર્વક્ષેત્રના, સર્વદ્રવ્યોના સર્વભાવને જાણવાનું સામર્થ્ય ધરાવનારો છે, પણ હાલ કઇ દશામાં છે?

જીવ સંબંધી વિચારો તો જીવને કોણ નથી માનતું? માત્ર જૈનો જ માને છે, અને બીજા નથી માનતા? શૈવો, વૈષ્ણવો, મુસ્લિમો, ક્રીશ્ચિયનો જીવને માને છે. છતાં જૈનો શ્રદ્ધાવાળા, અને બીજાઓ શ્રદ્ધાવાળા નહિ તેનું કારણ?

જૈનોની જેમ જીવને કેવલજ્ઞાનસ્વરૂપ કોઇ પણ ઇતરો માનતા નથી. કેવળજ્ઞાનાવરણીય કર્મોથી પોતાનું જ્ઞાન દબાયેલું છે, અને તેની નિર્જરાથી કેવલજ્ઞાનમય આ જીવ થાય છે: તે રૂપે જૈનો વિના કોઈ પણ ઈતર દર્શનકારો માનતા નથી. સમ્યગ્દૃષ્ટિઆત્મા જીવને કેવલજ્ઞાનસ્વરૂપ માને છે. કેવલજ્ઞાન સ્વરૂપ એવો જીવ આજે કઇ દશામાં છે, તે જરા તપાસો. ઇંદ્રિયવિષયકજ્ઞાન તો કેવલજ્ઞાનના હિસાબે કેટલામા ભાગે? અનંતમાભાગે છે. તેટલું જ્ઞાન પણ સીધું છે? નહિ, સ્પર્શનું જ્ઞાન સ્પર્શનેંદ્રિયદ્વારા થાય છે, ગંધનું જ્ઞાન નાસિકાદ્વારા થાય છે,

શબ્દનું જ્ઞાન કાનદ્વારા થાય છે, રસનું જ્ઞાન જિભદ્વારા થાય છે, અને વર્ણનું જ્ઞાન નેત્રદ્વારા થાય છે. કેવલજ્ઞાન સ્વરૂપ એવો આ જીવ આટલા જ્ઞાનનો કંઈ સીધો માલિક છે? કહો ત્યારે તો જેમ ચક્રવર્તીને ભાજી સારૂ જોઈતી પાઇ માટે બીજાની પરશી કરવી પડે, એવું નહિ તો બીજું શું? અહિં જ્ઞાનનો માલિક જીવ, ભોગવવાનો હક પોતાનો, છતાં ઇંદ્રિયો અને પુદ્ગલ મેનેજર અને રીસીવર છે. એ અનુકૂલ હોય તો જ આ જીવ ભોગવટો કરી શકે છે. આવું મોક્ષમાં નથી. ત્યાં કેવલજ્ઞાનનો ભોગવટો સીધો છે. ત્યાં કેવલજ્ઞાન કાયમ એક સરખું છે, ફેરફાર વગરનું, ન્યૂનતા વગરનું અને ન પલટાય તેવું છે. તેવુંજ ત્યાં કેવલદર્શન, વીતરાગપણું તથા અવ્યાબાધસુખ છે. મોક્ષમાં શું છે? મોક્ષમાં અનંતુજ્ઞાન-દર્શન અવ્યાબાધ સુખ છે. મોક્ષનું સ્વરૂપ આ છે.

અભવ્ય પોતે મોક્ષ માનતો નથી, છતાં પ્રરૂપણા તો મોક્ષ માર્ગની-મોક્ષના સ્વરૂપની કરે છે માન્યતાને પ્રરૂપણામાં ફરક છે તે સમજો. માન્યતા પોતાના જોખમે છે. જ્યારે પ્રરૂપણા તો શાસ્ત્રકારના નામે હોય છે.

**શ્રદ્ધાની નીશાની:-**

આશ્રવ ભયંકર છે અને સંવર સુંદર છે, બંધ દુઃખદ છે અને નિર્જરા સુખદ છે પુણ્ય

સુખ આપે છે, સદ્દગતિમાં લઇ જાય છે, પાપ દુઃખ આપે છે દુર્ગતિમાં લઇ જાય છે, અને નિર્જરા–કર્મરહિત કરે છે. મોક્ષમાં શાશ્વતુ સુખ છે, મોક્ષ જ આત્માનું સ્થિર સ્થાન છે આ તમામ જ્યારે આ આત્મામાં પરિણમે ત્યારે શ્રદ્ધા થઈ–સમ્યક્ત્વ સાંપડયું એમ સમજવું. અને ત્યારે માનવું કે તમારી અનંતાનુબંધીની ચોકડી ગઇ–ખતમ થઇ.

બાકીની ત્રણ ચોકડી કયારે જાય ?

આશ્રવને રોકવા યોગ્ય ગણી અંશે પણ રોકવા તૈયાર થાઓ ત્યારે માનવું કે અપ્રત્યાખ્યાનીય કષાયની બીજી ચોકડી ખસી એ બીજી ચોકડી ખસે ત્યારે એવી બુદ્ધિ જાગે. સર્વ આશ્રવોને રોકવા તૈયાર થશો ત્યારે માનવું કે પ્રત્યાખ્યાનાવરણીયકષાયની ચોકડી નાઠી, અને જ્યારે પરિણામ મેરૂ જેવા અવિચળ બને, ગમે તેવા પરિષહ કે ઉપસર્ગમાં, ગમે તેવા હર્ષમાં કે શોકમાં, મનથી લેશ પણ અર્થાત્ રૂવાડે પણ તેની અસર થાય નહિ, ત્યારે માનો કે સંજ્વલન નામની ચોકડી દૂર થઇ. પ્રથમ અનંતાનુબંધીની ચોકડી માટે તો પ્રથમ જ જોઇ ગયા કે તે શુદ્ધ મન્તવ્યને–સમ્યક્ત્વને રોકે છે. સમ્યક્ત્વ, શ્રદ્ધા શુદ્ધ મન્તવ્ય પ્રાપ્ત થાય, એટલે માનો કે અનંતાનુબંધીની ચોકડી ગઇ.

**સરહદો ઓળંગવાથી થતા લાભો :-**

મોક્ષમાર્ગમાં જતાં આ ચાર કષાયો સરહદ રૂપ ખીલા છે. આ ખીલાઓ પરિસ્થિતિની માહિતગારી આપે છે.

(૧) અનંતાનુબંધી ચોકડીના ખીલાની સરહદનું ઉલ્લંઘન કરો એટલે શુદ્ધ માન્યતામાં પ્રવેશ કર્યો એમ મનાય.

(૨) અપ્રત્યાખ્યાનીય ચોકડીના ખીલાની સરહદનું ઉલ્લંઘન કરો એટલે દેશવિરતિની પ્રાપ્તિ થાય.

(૩) પ્રત્યાખ્યાનાવરણીય ચોકડીના ખીલાની હદનું ઉલ્લંઘન કરો એટલે સર્વવિરતિની પ્રાપ્તિ થાય.

(૪) સંજ્વલન ચોકડીના ખીલાની હદનું ઉલ્લંઘન કરો એટલે પરિણામ મેરૂ જેવા અડગ બને અને વીતરાગપણું પ્રાપ્ત થાય.

આ ખીલાઓ તે સરહદ ઉલ્લંઘનની પરિસ્થિતિને જાહેર કરે છે.

હવે મૂળ વિષય પર આવો. સર્વથા વિષયોનો ત્યાગ કરવા પરિગ્રહ ત્યાગ કરવા આત્મા તૈયાર થાય, ત્યારે પચ્ચક્ખાણ પ્રાપ્ત થાય. પ્રત્યાખ્યાનાવરણીય કષાય જાય ત્યારે તેનો લાભ થાય કારણ કાર્ય સંબંધ સમજી લ્યો.

**સંવત્સરીઆદિ પર્વનો હેતુ તથા પર્વ સામુદાયિક શા માટે ?**

હવે ચોકડીની ઓળખાણ સ્થિતિથી સમજો. અનંતાનુબંધી કષાય યાવજ્જીવ રહે, પણ જો એ ચોકડી ખસી હોય તો તો થયેલો કષાય વર્ષથી વધારે ટકે નહિ. હવે સાંવત્સરિકપ્રતિક્રમણનો હેતુ શમજાશે. અનંતાનુબંધીમાં ન જવાય માટે આ પ્રતિક્રમણ છે. પ્રશ્ન થશે કે તો પછી બધાને માટે એક જ દિવસ નક્કી કેમ રાખ્યો ? દરેક મનુષ્ય જેમ પોતપોતાની જન્મગાંઠ જુદે જુદે દિવસે ઉજવે છે, તેમ પ્રતિક્રમણમાં કેમ ન રાખ્યું ? સમાધાન એ જ છે કે વ્યક્તિગત દિવસ જુદો જુદો રહી શકે, પણ સમુદાય માટે તો એક જ દિવસ હોય. ત્યાં સુધી કહેવામાં આવેલું છે કે જો આ દિવસે સંવત્સરી ન કરે તો તેને કોહેલા પાનની જેમ સમુદાયથી કાઢી મુકવો. માનો કે સંઘે સજાનો દિવસ નક્કી કર્યો છે. 'अज्जेव कक्खडे०' (कल्प० सामा० सू० ५९)

પર્યુષણાથી, બાર મહિના આગલના જુના ક્લેશો–કષાયો તે દિવસે ખસેડવા માટેની મર્યાદાનો છેલ્લો સામુદાયિક દિવસ સંવત્સરી નક્કી કરવામાં આવ્યો. અનંતાનુબંધી ચોકડીથી બચવા માટે સંવત્સરી પર્વ છે.

સંવત્સરીપર્વ માત્ર કષાયની શાંતિ માટે જ છે એમ નહિ, પરંતુ તદુપરાંત અઠ્ઠમતપ,

કલ્પસૂત્ર શ્રવણ, ચૈત્યપરિપાટી, ખામણા વગેરે આવશ્યકો પણ તેમાં કરવાનાં છે તે સામુદાયિક જ સુંદર બને, કે એકાકી તે સમજી શકાય તેમ છે.

**ચૌમાસી પક્ખી પર્વનો હેતુ :-**

એ જ રીતિએ હવે ચૌમાસીપર્વ માટે પણ સમજવું. ચાર મહિનાથી વધારે કષાયો ન ટકે. એ સ્થિતિ અપ્રત્યાખ્યાનીય ચોકડી ગયાથી થાય ફરી તેમાં ન પેસાય માટે ચાતુર્માસિક પ્રતિક્રમણમાં ખમાવવું વગેરે છે.

**પર્વ આરાધના ન કરનારને શિક્ષા :-**

નક્કી કરાયેલી રીતિએ તે દિવસે પર્વારાધન નહિ કરનારા પ્રાયશ્ચિત્તને પાત્ર છે. દુનિયામાં જેને દંડ કે શિક્ષા કહેવામાં આવે છે, શાસ્ત્રકારે તે સ્થાને પ્રાયશ્ચિત્ત શબ્દ રાખેલ છે. શાસ્ત્રકારે, ગુરૂએ પ્રાયશ્ચિત્ત દેવાનું અને ધર્મીએ તે આચરવાનું.

ચૌમાસી ત્રણ છે કાર્તિકી, ફાલ્ગુની તથા આષાઢી. ત્રણેય ચાતુર્માસિક પર્વ આત્માને અપ્રત્યાખ્યાનીયકષાયથી રોકવા માટે છે. પ્રત્યાખ્યાનીયકષાયથી રોકવા પક્ખીપ્રતિક્રમણની યોજના તથા સંજ્વલનથી રોકવા દૈવસિક–રાઇ પ્રતિક્રમણની યોજના સમજી લેવી.

આષાઢી ચાતુર્માસિકપર્વમાં વિશેષતા કઈ?

જ્યારે કાર્તિકી, ફાલ્ગુની તથા આષાઢી ત્રણેય ચૌમાસી પર્વ, એક જ હેતુ માટે એટલે કે અપ્રત્યાખ્યાનીય ચોકડીથી બચાવવા માટે છે, આષાઢી ચૌમાસીનું મહત્ત્વ વધારે કર્યું તે સમજો. જૈનશાસ્ત્રકારોએ કાળનો વ્યવહાર ચૌમાસીથી જ રાખ્યો છે. એ તો પ્રતિવર્ષ કલ્પસૂત્ર શ્રવણ કરનારના ખ્યાલમાં હશે જ.

એમ તો ઋતુ છ છે. અયન બે છે. શાસ્ત્રકારે વાર્ષિક—સાંવત્સરિક પ્રતિક્રમણ પછી આયનિક—ષાણ્માસિક પછી છ ઋતુના હિસાબે ઋતુ સંબંધી દ્વિમાસિક, એમ પ્રતિક્રમણ ન રાખતાં ચાતુર્માસિક પ્રતિક્રમણ કેમ રાખ્યાં? કારણ કે શીયાળો, ઉનાળો, ચોમાસું એવા ત્રણ વિભાગની જ શાસ્ત્રકારની યોજના છે. સંવત્સરીપર્વ પ્રસંગે જેમ તપમાં અઠ્ઠમનું વિધાન છે, તેમ જ ચાતુર્માસિક પ્રસંગે છઠ્ઠનું વિધાન છે. અને તે ન કરે તેને માટે પ્રાયશ્ચિત્ત છે.

આષાઢી ચૌમાસીનું મહત્ત્વ શાથી એ વિચારીએ. જૈનો હંમેશાં વિરાધનાથી ડરે, સમ્યક્ત્વ પામ્યો કે એ આત્મા પ્રથમ જ વિરાધનાથી ડરતો થાય. જીવની હિંસાથી, જીવની વિરાધનાથી ડરવું એ જ સમકિતીનું-જૈનનું લક્ષણ.

મહાવ્રતો તો પાંચેય સરખા છે. છતાં પ્રથમ મહાવ્રત अहिंसानु' છે. धम्मो मंगलमुक्किट्ठं. (दशवैका० गा० १)ની ગાથામાં પણ वयाणि संजमो तवो ન કહેતાં अहिंसा संजमो तवो કહ્યું છે. પક્ખીસૂત્ર વિષે ધર્મના લક્ષણમાં अहिंसाને જણાવી. સમ્યક્ત્વના લક્ષણમાં અનુકંપા છે. આથી સમજાશે કે જૈનોનું ધ્યેય જ अहिंसा છે. જીવની વિરાધનાનો ડર એ જ જૈનોને પ્રથમ ધર્મ સ્થાન છે. જીવવિરાધનાનો ત્યાગ મુખ્ય છે. એ જીવવિરાધના આષાઢી ચોમાસામાં કેવી અને કેટલા પ્રમાણમાં સાચવવી મુશ્કેલ થાય તે સમજાય તેમ છે. અન્ય ઋતુમાં પણ સામયિક બે ઘડીનું અને આ ઋતુમાં પણ બે ઘડીનું તે જ રીતે પૌષધાદિ છે. તેમાં સમય મર્યાદામાં ફરક નથી, પણ એટલા જ સમયમાં—કાલમાં ચોમાસા વિષે કેટલી વિરાધનાથી બચાય તે પોતે જ વિચારી લ્યો જ્યાં જોશો ત્યાં લીલ—ફુલ—અનંતકાય—અનંતીજીવાત. આ બધાની વિરાધનાથી આ પર્વમાં વધારે બચવા યોગ્ય કાળ છે. અને અન્ય ચોમાસી પર્વની ક્રિયા, એય ધર્મ ક્રિયા હોવા છતાં આષાઢી ચોમાસામાં તે ધર્મ ક્રિયા વિરાધનાથી વધારે પ્રમાણમાં બચાવે છે.

કર્મોદયે જો વ્રત ન લઇ શકો તો પણ વિરાધનાથી તો ડરો. જીવવિરાધનાથી ન ડરે તે જૈન શાનો? અને ચોમાસામાં તો વિરાધના પાર વિનાની થાય તેમ છે માટે આષાઢી ચૌમાસી પર્વની મહત્તા વધારે વિરાધનાથી બચાવવામાં છે.

દેવ પોઢયાની વ્યાખ્યા :-

શ્રીકૃષ્ણજી માટે જૈનદર્શન શું કહે છે ? એ વાસુદેવ હતા. અવિરતિ, અપચ્ચક્ખાણી હતા. એમને જેઓ પરમાત્મા માને છે, તેવા ઇતરો શું કહે છે તે સમજો. એટલે આ ચૌમાસી પર્વનું ધ્યેય આપોઆપ સમજાશે, ઇતરોમાં કોઇએ કૃષ્ણજીને અવિરતિ વગેરે તરીકે ઓળખાવ્યા નથી. વિરતિ, અવિરતિ, અપચ્ચકખાણી વગેરે શબ્દો તો જૈનોની પરિભાષાના છે. ઇતરો કૃષ્ણજીને લીલાવાળા માને છે. મનાવે છે લીલામાં જ લીન ગણાવે છે. કોઇ ગોસાઇજી કાળ કરે તો તેઓ શું કહે છે ? ત્યાગ વિસ્તારી ગયા કહે છે ? ના ત્યાગ હોય તો કહે ને, ત્યારે કહે છે શું 'લીલા વિસ્તારી ગયા' આષાઢ શુદિ અગીયારસને ઇતરો દેવપોઢી એકાદશી કહે છે તેનું રહસ્ય સમજો.

ભલે શ્રીકૃષ્ણજી અવિરતિ હતા, અપચ્ચક્ખાણી હતા, છતાં પણ વિરાધનાથી ડરનારા તો હતા જ. તેથી આ ચોમાસાના ચાર માસ માટે તેમણે એક નિયમ રાખેલો કે 'દરબાર ભરવો નહિ.' 'ઓલામાં પગ અને ચૂલામાં માથાવાળી' આજની વ્યક્તિ પોતાની ઉપાધિને પારાવાર ગણાવે છે, તો ત્રણ ખંડના સ્વામી સોલ હજાર મુકુટબદ્ધ રાજાના અધિપતિને ઉપાધિનો પાર હશે? છતાં આ ચોમાસામાં થતી વિરાધનાની પરાકાષ્ઠાથી બચવા દરબાર ભરવાનો પ્રતિબંધ મૂકયો.

આ વાતને આડકતરી રીતે ઇતરોએ કબૂલ કરી છે કે "દેવ પોઢી ગયા." શું દેવને ચાર માસ સુધી પોઢવાનું—ઉંઘવાનું હોય? પણ 'લીલા' માનનારથી બીજું બોલાય તેમ નથી એટલે 'દેવ પોઢચા' કહી દીધું. જેઓને રાજસ્થાનનો પરિચય હશે તેઓને માલુમ હશે કે, રાત્રે ભરાયેલા દરબારમાં દશ વાગે નિયમિત સમયે રાજા રાણીવાસમાં જાય, એટલે દરબાર પોઢી ગયા એમ કહેવાય છે. ભાષાનો પ્રયોગ આવો થાય છે. આથી દરબાર કાંઈ તરત સૂતેલા કે ઉંઘેલા હોતા નથી. દરબાર ભલે રાત્રિના બે વાગ્યા પર્યંત જાગતા હોય, પણ દરબારમાંથી ઉઠીને રાણીવાસમાં એટલે કે જનાનામાં પેઠા કે 'દરબાર પોઢચા' એમ જ કહેવાય છે, અને ઉઠવાના ટાઇમે ભલે ન પણ ઉઠચા હોય તોયે, 'ઉઠચા' કહેવાય છે, સવારે ચોઘડીઆ વાગે એટલે 'ઉઠચા' કૃષ્ણજી માટે પણ એ જ રીતિએ અષાડ શુદિ ૧૧ ના દિવસે 'દેવ પોઢી ગયા' કહેવામાં આવે છે અને કારતક શુદ ૧૧ ના દિવસે 'દેવ ઉઠ્યા' કહેવામાં આવે છે. વિચારશો તો સમજાશે કે વિરાધનાના ડરથી શ્રીકૃષ્ણજીએ દરબાર પર મૂકેલો પ્રતિબંધ, ચાતુર્માસિક પ્રતિબંધને આડકતરી રીતિએ ઇતરોએ પણ કબૂલ્યો છે.

**ચૌદશને બદલે અગિઆરશ કેમ ?**

આપણે જોઇ ગયા કે શ્રીકૃષ્ણજી અવિરતિ, અપચ્ચકખાણી હતા. નિયમ ન હતો છતાં

પણ વિરાધનાનો ડર હતો. ત્રણુ દિવસ પહેલાં વિરાધના વર્જવાનો હેતુ તેમ યાત્રાગમન શાસન-પ્રભાવનાદિ કાર્યમાં પ્રવૃત્તિ આદિનો હેતુ પણ એમાં હોય.

આપણો મુદ્દો એ છે કે શ્રીકૃષ્ણજી વાસુદેવ હતા. પારાવાર ઉપાધિથી યુક્ત હતા. અવિરતિ અપચ્ચક્ખાણી હતા, છતાં વિરાધનાના ડરથી જરૂર ડરતા. આ ચોમાસામાં અનિવાર્ય પારાવાર વિરાધનાથી બચવા માટે ચારે માસ દરબાર ભરવાનું એમણે મોકૂફ રાખ્યું હતું. આમ આપણે પણ કરી શકીએ તેમ હોવા છતાં વ્રત પચ્ચક્ખાણ ન કરીએ, નિયત કાર્યો ન કરીએ, વિરાધ-નાથી ન અટકીએ તો આપણી સ્થિતિ કઇ ?

**આષાઢી ચૌમાસીનો મુખ્ય હેતુ ‘વિરાધનાનો પરિહાર’ :—**

‘वासावासाणं०’ (कल्प० सामा० सू० १) વગેરે કહીને શાસ્ત્રકારોએ આષાઢી ચતુર્દશીને મહત્ત્વ આપ્યું છે, સાધુઓને શાસ્ત્રકારે માસકલ્પ, અપ્રતિબદ્ધ વિહારી કહ્યા છે, છતાં પણ આષાઢી ચૌદશ પછી તેમને માટે પણ ચાર માસ ઉપવાસાદિતપયુક્ત રહીને એક જ સ્થળે રહેવાનો નિયમ કેવળ વિરાધનાના પરિહાર માટે છે. સાધુઓ તો જેમ વિહાર કરે તેમ તેમ અધિક ધર્મોદ્યોત થાય તેના ભોગે પણ માસકલ્પ છોડી ચાર માસ એક જ સ્થળે નિયત રહે. એમાં